# લગ્ન ગીત સંગ્રહ.

-: પ્રકાશક :-

શ્રી પાંચાળ હિત ચિંતક મંડળ.

સંશોધક

રા. દુલેભરામ નરસિંહરામ મિસ્ત્રી.

સુરત.

# જીવન-નૌકાનાઓના સુકાનીઓને કાંઈક.

લગ્ન એ દૈવી સંબંધ છે, અને એવા પવિત્ર અને ગંભીર સંસ્કારમાં બિભત્સ ભાષાને સ્ત્રીઓએ સ્થાન નજ આપવું જોઇએ.

* * * *

લગ્ન એ સ્વાર્થ ત્યાગની મહા પાઠશાળા છે !

* * * *

સ્ત્રી, એ ઘરનું કામ કરનારી દાસી નથી પણ પુરૂષની ગૃહદેવી છે. પ્રેમનું મૂલ્ય—જીવન સર્વસ્વ.

* * * *

શરીરના મોહ નહિ, પણ આત્માના આરાધનાર્થે જ લગ્ન હોઇ શકે!

* * * *

જો વિવાહસંસ્કારથી તમારૂં હૃદય ઉન્નત ન થયું હોય, ને જો પોતાના પરિવાર પરના પ્રેમથી તમે આખી મનુષ્ય જાતિ ઉપર પ્રેમ રાખતાં ન શિખ્યા હો, તો તમે જે વિવાહ કર્યો છે તે મિથ્યા છે. ઇન્દ્રિય તૃપ્તિ અથવા પુત્રનું મોં જોવું એટલાજ માટે વિવાહ નથી.

સ૦૮૦ગાદિ મૂર્તિ પુસ્તક સંપાદક સંપ્રભાગ

# અર્પણપત્રિકા.

શ્રી કૈલાસવાસી

શ્રી મોરબી રવાજીરાજ સંસ્કૃત પાઠશાળાના માજી અધ્યક્ષ અને રાજા રૈયતના ધર્મોપદેશક મહા મહોપાધ્યાય શીઘ્ર કવિ શાસ્રી

**શંકરલાલ માહેશ્વર ભટ્ટ !!!**

આપ શ્રી લીલા તનુ વિસ્તારી ગયા છો, પરંતુ આત્મસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપે સદા અમર છો, આપના રચેલા ઘણા સંસ્કૃત અને ગુજરાતી ગ્રન્થો જ્ઞાન પસારતા આપની સુકીર્તિની ધ્વજા ફરકાવતા મનુષ્યના હૃદયમાં સાત્વિક ભાવ પ્રગટાવે છે. "ચંદ્રપ્રભા ચરિત્ર" તથા સત્યવાન સાવિત્રી નાટક, ધ્રુવચરિત્ર નાટક, પાર્વતી નાટક વિગેરે સો ઉપદેશક ગ્રન્થો સનાતન ધર્મ અને સનાતન રિવાજપર અચળ શ્રદ્ધા બેસાડે છે, તથા આપના અનેક લોકહિતના શુભ કાર્યોને લીધે તેમજ સર્વ ઉપર આપની અપૂર્વ કૃપાને લીધે આ સ્ત્રીઉપયોગી માંગલિક પ્રસંગે ઘરોઘર ગાવાનું, જુના ગુજરાતી સાહિત્યમાં વધારો કરનારૂં પુસ્તક આપનેજ અર્પણ કરવું યોગ્ય છે.

મોરબી, સને ૧૯૭૭ આષાઢ શુક્લ દ્વિતિયા.

લી. આપનો

શ્રી કુબેર

શ્રી.

# પ્રસ્તાવના.



લગ્નાદિ શુભ પ્રસંગના કાઠીઆવાડી-ગીતો સંપૂર્ણ આટલી મોટી સંખ્યામાં ( ૧૬૬ ) હજુ સુધી ક્યાંય બહાર પડેલા નથી આ સંસારમાં લગ્નનો પ્રસંગ સર્વથી વધારે આનંદદાયક છે તે આનંદમાં વધારો કરનારા સ્ત્રીઓના સુસ્વરથી ગવાતા આ માંગલીક ગીતો છે. આ ગીતો દરેક પ્રસંગનો યથાર્થ મનોભાવ દર્શાવનાર આર્ય નીતિ રીતિની મર્યાદા સાચવી રચાયેલ છે તેમાં અન્યોક્તિ અલંકાર સહીત શૃંગાર, હાસ્ય અને કરૂણારસ આબેહુબ પ્રગટ થાય છે. અને વધારે ખુબી એ છે કે સ્ત્રીઓના મધુર સ્વરને પુષ્ટિ આપનાર લોકપ્રિય રાગો સોરઠ, સારંગ અને દેશમાં તે ગવાય છે. અને તે કાઠીઆવાડી હેતાળ મીઠી વાણીના સાદા શબ્દો ઘણા પ્રિય લાગે છે.

બીજા દેશોમાં લગ્નાદિ પ્રસંગે મોટું ખર્ચ કરી ગાનારીઓને બોલાવે છે તેમ આપણને તેવું ખર્ચ થતું નથી એ આ પણા જુના સાદા રિવાજનું સ્તુતિપાત્ર પરિણામ છે.

બ્રાહ્મણોએ જેમ વેદો મુખપાઠ કરી સાચ
તેમ આ હજારો વર્ષ પહેલાંના ગીતો આ
પાઠ કરી સાચવી રાખ્યા છે તેને મ

શુભાશુભ પ્રસંગમાં સ્વામીને અર્ધાંઅર્ધ સહાયતા આપનાર અ ર્ધાંગનાનો યથાર્થ ધર્મ બજાવનાર આર્ય સ્ત્રીઓ સર્વથી શ્રેષ્ઠ છે

આ ગીતો આપણા દેશની અંદર મા દિકરીને નાનપણથી શીખવે છે. પણ હાલના પ્રવૃતિવાળા જમાનામાં કેટલીક દીકરીઓને સંપૂર્ણ ગીતો શીખવાનો સમય મળતો નથી તેમને આ પુસ્તક વધારે ઉપયોગી થઈ પડશે અને ભવિષ્યમાં આપણું આ જુનું ઉપયોગી સાહિત્ય લોપ ન થાય તેટલા માટે જેમ બને તેમ વધારે ગીતોનો સંગ્રહ કરી આ બુક પ્રસિદ્ધ કરવામાં આવી છે.

આ ગીતોમાં વર કન્યા વિગેરેનાં અમુક નામો લખ્યાં છે પણ તે ઠેકાણે પોતાને બંધ બેસતાં ગાનારે ગોઠવી લેવાં. આ ગીતો તમામ હીંદુ કોમમાં ગવાય છે એટલુંજ નહીં પણ ચોરી અને હસ્તમેલાપ ( માયરા ) વખતનાં કેટલાક શાસ્ત્રોક્ત ગીતો સિવાયનાં બધાં મુસલમાન ગૃહસ્થોમાં પણ ગવાય છે. તે પરથી આ ગીતો આપણા દેશમાં કેટલા ઉપયોગી અને લોકપ્રિય છે. તેનો ખ્યાલ આવશે માટે ઇશ્વર તેનો જેમ વધારે ઉપયોગ થાય તેટલા માટે આ પ્રયાસ છે કારણ કે આ ગીતો વર,કન્યાની ઉચ્ચ મનોવૃતિ કરાવનારાં પ્રેમભાવને દૃઢ કરનારાં, ઇશ્વર અને વડીલો પ્રતિ પૂજ્યભાવ ઉત્પન્ન કરાવનારાં છે.

લગ્ન પછી સીમંતના ગીતો છે. તેપણ નવયૌવના સગર્ભા ...રણને પ્રસન્ન રાખનારાં અને સમયને અનુસરતાં છે ... ( જનોઇ ) ના પ્રસંગના બાળ બ્રહ્મચારી ... ધર્મને અનુસરતા સ્નેહભાવ દર્શાવનારાં ...નારાં છે.

છેલ્લે શ્રી રાંદલમાના (ચંદ્રમા) ગીતો છે. કાઠીયાવાડમાં દરેક શુભ પ્રસંગના આરંભમાં હિંદુ કોમમાં રાંદલમાની એક દિવસ સ્થાપના કરવામાં આવે છે.

જેનું રહસ્ય ઘણું ગૂઢ છે. સુર્ય પુરૂષ ગ્રહ છે અને ચંદ્ર સ્ત્રી ગ્રહ છે, તેથી તેને ચંદ્રમા કહે છે. ચંદ્ર આપણા મન તથા શરીરને બળ આપી ક્રિયામાં યોજે છે અને સુર્ય જ્ઞાનરૂપ હોવાથી ભાન કરાવે છે તેથી તેને ભાનુ કહે છે. આ બન્ને પ્રત્યક્ષ દેવ છે માટે પ્રજા ઉત્પત્તિ કરનારા ગૃહસ્થાશ્રમીએ ચંદ્રમા ( રાંદલમાં હોં-દળ ) નું પુજન કરવું લાભકારક છે. તેમના ગીતોપરથી પણ ઉપરનો ભાવ સમજી શકાશે.

આ રસીક સજીવન ગીતો જુના વખતનાં સ્ત્રી પુરૂષોએ જુદે જુદે વખતે રચેલા જણાય તેમાં કેટલાક જુના મધુર શબ્દો કાયમ રાખ્યા છે અને અપભ્રંશ બોલાતા શબ્દો સુધાર્યા છે. અને જુદે જુદે સ્થળે બની શકતો પ્રયાસ કરી દરેક પ્રસંગના સ્ત્રીઓના મુખથી મળી શકયા તેટલાનો સંગ્રહ કર્યો છે અને કોઈકજ ગીત નવું જોવામાં આવશે તેમ છતાં કાંઈ ભૂલચુક અપુર્ણતા રહી ગઇ હોય તેને માટે ક્ષમા કરશો.

હરીશંકર માધવજી ભટ્ટ.



# સાંકળીયું !

૫ ઘઉં, વરી વખતનાં



૬ સાંધી તથા સુંવાળી દહથરા પાપડ વખતે.

## १० વરઘોડા વખતનાં



## ११ માથે જડ વાસવા વખતે.



## १२ ઉકરડી વખતે.



## १३ મામેરા વખતે.

૧૪ વર પરણવા જતી વખતે.



૧૫ પ્રભાતીઆં.



૧૬ વરનું સામૈયુ કરતી વખતે.

## શ્રી ઇષ્ટદેવને સર્વસ્વ અર્પણ કરનાર ભક્તની ભાવના.

( રાગ પ્રેમની જોગણ બની. )

સુતવિત્તદારા દેહ, કર્યાં કુબેરનાથને શરણે. (૨)
શ્રદ્ધાથી અહમ્મમ ધર્યા, શ્રી ઇષ્ટને ચરણે. (૨) કર્યાં.
શ્રી પાર્વતી પતિના ગુણો, કરૂં શ્રવણ નિત કરણે. (૨) કર્યાં.
શિથિલ થયા કામાદિ શત્રુ, શિવને સ્મરણે. (૨) કર્યાં.
અંતર આનંદથી ઉભરાય, અદ્ભુત પ્રેમને ઝરણે (૨) કર્યાં.
શિવસ્વરૂપે પ્રગટ રહો, પ્રભુ આ અંતઃકરણે (૨) કર્યાં.

શ્રીગણેશાય નમઃ

શ્રી કુબેરનાથ સહાય છે.

# (લગ્નાદિ પ્રસંગના કાઠિ-આવાડી ગીતો.)

---

## સગપણ વખતના.

### (નવીન)

૧

રાગ (આજ અમે લાખેણી લાડી જીત્યારે આનંદ ભર્યા.)

આજ આંગણુ નવલા વેવાઈ આવ્યારે, હેતે ભરિઆ
સાથે સોનાનું શ્રીફળ લાવ્યારે, હેતે ભરિઆ
મારા સગા સ્નેહી સૌ આવ્યારે, હેતે ભરિઆ
સાથે મહાજન માનવંતા લાવ્યારે, હેતે ભરિઆ
મારા પૂંજનીક પુરોહિત આવ્યારે, હેતે ભરિઆ
સાથે કંકુ કંકાવટી લાવ્યારે, હેતે ભરિઆ
કોડીલા કમળાબાઈએ કહેણુ કહાવ્યું, હેતે ભરિઆ
એતો રૂડું માણેકબાઈએ હોંસે સ્વીકાર્યું, હેતે ભરિઆ
મોટા કુળનું કન્યા રત્ન મળીયુંરે, હેતે ભરિઆ

એ તો આંબારસમાં અમરત ભળીયુંરે, હેતે ભરિઆ
લાડકડા લાલભાઈને ચાંદલો કરતારે, હેતે ભરિઆ
શ્રીફળ સગપણનું હાથમાં ધરતારે, હેતે ભરિઆ
માતા મોતીરે વધાવી મીઠડાં લેતાંરે, હેતે ભરિઆ
હાંસીલા હરખચંદભાઈ સાકર સૌને દેતારે, હેતે ભરિઆ
નંદકુંવર છે નશીબના બળીયાંરે, હેતે ભરિઆ
જેથી લાલભાઈ લાયક વર મળીયારે, હેતે ભરિઆ



૨

આવોને વેવાઇ બેસોને પટશાળ, જુવોને ઓરડા ઓસરી
જુવો અમારા ઓરડીઆંના રૂપ, ઓરડીઆ સરખી ઓસરી
જુવો અમારા કુંવરીઆનાં રૂપ. કુંવર ઘોડા ખેલવેરે
જુવો અમારા વહુવારૂનાં રૂપ, વહુવારૂ ઓઢે ચુંદડી
જુવો અમારા પાણીઆરાના રૂપ, પાણીયારી પગે પાંવલાં
જુવો અમારા રસોડાનાં રૂપ, રાંધનારી હાથે રાખડી
જુવો અમારી ઘોડાની ઘોડારૂ, વછેરા ઉભા જવ ચરેરે
જુવો અમારી રાજરૂડી રીત, બારીએ દીવા બળેરે

---

૩

મગ ડારંતા મોતી લાધ્યુ, મોતીમાંથી હીરલો લાધ્યો
હીરલો મારે હરીલાલભાઈરે, નવલા વેવાઈને કોઈજશુ ન આપે

જાણ્યા મારે પ્રાણજીવનભાઈએ, મચ્છો કઠામાં મોટા કીધા
હાલારમાં હાલંતા કીધા
દેશમાંવજીતા કીધા
નાતમાં જાણીતા કીધા
મગ ડોરંતા મોતી લાધ્યુ, મોતીમાથી હીરલો લાધ્યો
હીરલો મારે હરીલાલભાઇરે, નવલી વેવાણને કોઈ જાણી ન જાણે
જાણ્યા મારે મોટી વહુએરે, મચ્છો કઠામાં મોટા કીધા
હાલારમાં હાલતાં કીધા
દેશમાં વજીતા કીધા
નાતમાં જાણીતાં કીધા
મગ ડોરંતા મોતી લાધ્યુ.......................................

---

૪

ગળીઓ ગોળ વહેચાયરે, દુધમાં સાકર ભેળાયરે
પહેલા હતા બે ભાઈરે, હવે થયા વેવાઇરે
પહેલાં હાલંતા શેરડીએ, હવે હાલસું બેલડીએ
ગળીઓ ગોળ વહેચાયરે, દુધમાં સાકર ભેળાયરે
પહેલાં હતી બે બેનડીયુ, હવે થીયું વેવાણુંરે
પહેલાં હાલતાં શેરડીએરે, હવે હાલસુ બેલડીયે–ગળીયો૦

—※—

૫

રંગ રચ્યો રંગ રચ્યોરે વેવાઇઓ

રંગરસ અડધાનો અછેર, રંગરસ પાઇલાનો પાશેર–ટેક

રંગરસ તાજુડે તોળાય, રંગરસ વાટકડે ઘોળાય

જેવો રંગ પ્રાણજીવનભાઇને પાનાચંદ વેવાઇ

એવો રંગ રાખ્યોરે મારા નવલા વેવાઇ–રંગ રચ્યો.

રંગરસ તાજુડે તોળાય, રંગરસ વાટકડે ઘોળાય

જેવો રંગ મોટી વહુને માણક વેવાણ

એવો રંગ રાખે મારી નવલી વેવાણ–રંગ રચ્યો.

---

૬

( સગપણ વખતનુ નવુ છેલું ગાવાનુ )

રાગ–ગરૂડે ચડી આવજો ગીરધારી.

ધન્ય ભાગ્ય ધન્ય દીન છે આજે

નોબત મારે આંગણુ આજે ગાજે–ટેક

ગાજ વીજ વીણુ મેહુલારે વરસ્યા

શાંતિ પામ્યા બપૈયારે તરસ્યા

મીઠા મોરલા બોલંતા હરસ્યા–ધન્ય ભાગ્ય૦

મહાજન માનવંતા ભલે પધાર્યા

રૂડા સગા આવી સ્નેહ વધાર્યા

નવલા વેવાઇએ મનોરથ સાર્યા–ધન્ય ભાગ્ય૦

---

૭

## ચુંદડી પરેણું વખતનાં ગીતો.

મારા નખના પરવાળા જેવી ચુંદડી
ચુંદડનો રંગ રાતો હો લાડડી, ઓઢોને સાયબજાદી ચુંદડી
હુ કેમ ઓઢુરે સાયબ ચુંદડીરે
મારો દાદોજી દેખે માતાજી દેખે, કેમરે ઓઢુરે સાયબ ચુંદડી
તમારા દાદાના તેડયા અમે આવીઆ,
તમારી માંતાના ગુણુ ગાશું હો લાડડી ઓઢોને સાયબજાદી ચુંદડી
હુ કેમ ઓઢુરે સાયબ ચુંદડી
મારો વીરોજી દેખે ભાભીજી દેખે કેમરે ઓઢુરે સાયબ ચુંદડી
તમારા વીરાના તેડા અમે આવીઆ
તમારી ભાભિનાં ગુણુ ગાશું હો લાડડી ઓઢોને સાયબજાદી ચુંદડી
( વધારે નામો જરૂર પડે ઉમેરે છે )

---

૮

અમદાવાદી ચુંદડ વાપરી, વાપરી મોરબી ગામને ચોકરે
વોરોને દાદા ચુંદડી, દાદા મગનભાઇએ સાટવી
ઘેડી મણીબાઇને કાજ, વોરોને દાદા ચુંદડી
અમદાવાદી ચુંદડી વાપરી, વાપરી મોરબી ગામને ચોકરે.

૯

મણીબાઈ પાટ બેઠા બોલે હુલ્લર હાંસડીરે
માંગે કડા બંગડીની જોડ-હુલ્લર હાંસડીરે
નવલો વેવાઈ કીંઆથી કાઢે-હુલ્લર હાંસડીરે
મુઝાણો રાતે ખાતર પાડે-હુલ્લર હાંસડીરે
ફાડયાં સોનીડાનાં હાટ-હુલ્લર હાંસડીરે
તીંઆતો થીઓ સોર બકોર-હુલ્લર હાંસડીરે
તીઆંતો ચોર કરી ચંપાણો-હુલ્લર હાંસડીરે
તીઆતો આવ્યા પ્રાણજીવણભાઈ-હુલ્લર હાંસડીરે
છોડો અમારો વેવાઈ-હુલ્લર હાંસડીરે
હવે નહિ કરે ચોરાઈ-હુલ્લર હાંસડીરે
મણીબાઈ પાટ બેઠા બોલે-હુલ્લર હાંસડીરે
માંગે લંગરની જોડ-હુલ્લર હાંસડીરે
નવલો વેવાઈ કીઆંથી કાઢે-હુલ્લર હાંસડીરે
મુંઝાણો રાતે ખાતર પાડે-હુલ્લર હાંસડીરે
ફાડયા સોનીડાના હાટ-હુલ્લર હાંસડીરે
તીઆંતો થીઓ સોર બકોર-હુલ્લર હાંસડીરે
તીઆંતો ચોર કરી ચંપાણો-હુલ્લર હાંસડીરે
તીઆંતો આવ્યા પ્રેમચંદભાઈ-હુલ્લર હાંસડીરે
છોડો અમારો વેવાઈ-હુલ્લર હાંસડીરે
હવે નહી કરે ચોરાઈ-હુલ્લર હાંસડીરે
મણીબાઈ પાટ બેઠા બોલે-હુલ્લર હાંસડીરે

## નં. ૧૦

અમે કડલા વિના નથી આવ્યારે-વેવાણુ હળવું બોલો
અમે સોનીડાને સાથે લાવ્યારે-વેવાણુ હળવું બોલો
અમે સુઢિઆવી વિના નથી આવ્યારે-વેવાણુ હળવું બોલો
સોનીડો ચંચળ વહુનો વીરોરે-વેવાણુ હળવું બોલો
અમે ફુલ હાર વીનાં નથી આવ્યારે-વેવાણુ હળવું બોલો
અમો સોનીડાને સાથે લાવ્યારે-વેવાણુ હળવું બોલો
અમે ચુંદડી વીના નથી આવ્યારે-વેવાણુ હળવું બોલો
અમે કસુંબીને સાથે લાવ્યારે-વેવાણ હળવું બોલો
કસુંબી ચંચળ વહુનો કાકોરેરે-વેવાણુ હળવું બોલો



## નં. ૧૧.

### *કંકોત્રીનું ગીત.

કંકુ છાંટી કંકોત્રી મોકલે, કોડે કહાવે સુભદ્રા બ્હેન
વીરા વહેલા આવજો.
દેવ દુંદાળાને લાવજો, એ પારવતીનો પુત્ર વીરા.
શ્રીકૃષ્ણ બળદેવ બે બાંધવા, પવિત્ર પિતા વાસુદેવ વીરા.
પાંચ પાંડવ તે દાસ તમ તણા, હરનિશ જપે તમારૂં નામ વીરા.

---

નોટ—સારા સુકન માટે દેવોનાં નામ કંકોત્રીમાં લે છે. પોતાના સગાના નામ તેમાં લેતા નથી.

જગ જનેતા દેવકીને રોહુણી, અજણાં દેવી તમારા માત વીરા.
ભત્રીજા ભલા મન ભાવતાં, તમ આવે થશે સુખ ચેન વીરા.
રાણી રૂક્ષ્મણીને રેવંતી, સત્યભામાને જાંબુવંતી વીરા.
ભીડભંજન તમારી ભાભીયો, સોળ સહસ્ર એકસોને આઠ વીરા.
કંથ જેઠ દીયરીયાંને કોડ ઘણી, ભાઈ ભવતારણ ભગવાન વીરા.
સાથે જાદવ સઘળા લાવજો, બીજા ઉત્તમ વર્ણ અનેક વીરા.
વેદ વાંચતાં વિપ્રને લાવજો, બીજા સર્વ કુટુંબ અપાર વીરા.
થોડું લખ્યું ઘણું કરી માનજો, પ્રભુ નોધારાના આધાર વીરા.
પત્ર દ્રષ્ટેરે વેલા પધારજો, શેષનાગ ન પામે પાર વીરા.

---

## નં. ૧૨.

## પીઠી તથા માળારોપણ વખતે.

### (ચાર સુવાસણો મગ દળતી વખતે).

આજ બાઈ આજ મેં મગ મનોરા નોતર્યા,
મગડા તમે છો મારેવડી મેલ્યાને જોગ.
મારે સાજન મેળાવે સૌ મળ્યું,
મળ્યું તે સાજન અતિ ઘણું, ચોએ દશે નિરમળું.
લ્યો લ્યો રે લોટા, ચરૂ છે મોટા ધીંગા રાચ મંગાવીયે,
એક રંગમંડપ હેઠ રહીને, કાન્તા બાઈ પરણાવીયે.
આજ બાઇ આજ મેં ઘઉ ઘોરડીયા નોતર્યા,
ઘઉંડા તમે છો મારે પકવાન કર્યાને જોગ.

મારે સાજન એજારે સો મળ્યું,
મળ્યું તે સાજન અતિ ઘણું, ચોએ હશે નિરમળું.
હ્યો હ્યો લોટા થરૂ છે મોટા ધીંગા રાચ મંગાવીયે,
એક રંગ મંડપ હેઠ રહીને, કાન્તા બાઈ પરણાવીયે.

---

## નં. ૧૩.

કાંઇ જાંબુ વરણી કોયલ રે, કાંઇ આંબા ડાળે બેઠી રે.
કાંઈ અમરત આંબો મોરીઓ, આંબે ફૂળ ઘણા રે.
કાંઈ માડીનાને જીવણલાલભાઇ, કાંઈ વરધના વણ નાયા રે.
કાંઈ પેહેલીને સુવાસણ રે, મારે જીવણલાલભાઈની માડી રે.
કાંઇ ઉજમ વહુ સુવાસણ, ચીકણાં કરી વર્યા રે.
કાંઈ બીજીને સુવાસણ રે, મારે જીવણલાલભાઈની બ્હેની રે.
કાંઈ દીવાળી બાઇ સુવાસણ, ચીકણાં કરી વર્યા રે.
કાંઇ ત્રીજીને સુવાસણ રે, મારે જીવણલાલભાઇની કાકી રે.
કાંઈ મણી વહુ સુવાસણ, ચીકણાં કરી વર્યા રે.
કાંઇ ચોથીને સુવાસણ રે, મારે જીવણલાલભાઈની માસી રે.
કાંઇ જીવતીબાઈ સુવાસણ, ચીકણાં કરી વર્યાં રે.
કાંઈ મેહુલીઆ નો વરસ્યા રે, કાંઇ વીજરઠી નો ઝબકી રે.
કાંઈ વાહાલીયા ના વાયા રે.
કાંઈ આવડાને આવડાં ચીકણાં, શેને થીયાં રે.
કાંઇ તાંબાના તરભાણા રે, કાંઇ મોતીનાં અખીયાણાં રે.

કાંઈ માડીના જીવણલાલભાઇ, કાંઇ વરધ નાવણુ નાયા રે.
કાંઈ ઇશ્વરને પારવતી, બે મંતરડે બેઠા રે.
કાંઈ કહોને સ્વામી મહાતમ રે.
કાંઈ કેસી પેરેને કેસી પેરે, દેવતા પરણુશેરે એક.



નં. ૧૪.

પીઠી ચોળે પીઠી રે પીતરાણી, હાથ પગ ચોળે રે
વરની ભાભી.
મુખડાને ચોળે રે વરની બેની, હસી હસી જોશે વરની માતા.
પીઠી ચોળે પીઠી રે પીતરાણી, હાથ પગ ચોળે રે
વરની ભાભી.



નં. ૧૫.

ન્હાવો ન્હાવો લાડડા રે, તમારા પાહોલીયા હેઠ ગંગા વહેરે.
ત્યાં બેસી જીવણલાલભાઇ ન્હાએ રે,
ત્યાંકણે ઈશ્વરને પાર્વતી પધારશે રે.
ઈશ્વર હાથ કચોરડાં રે, રાણી પારવતી તેલ સંચાવશે.
ન્હાવો ન્હાવો

## નં. ૧૬.

## " ઘઉં વરી વખતે " તથા " મોસાળા વખતે "

કોડેને પગરણુ આરંભ્યા, હરખે સુ માંડયા જાગ.
મારૂંને કુટુંબ સઘળું આવીયું, હવે તારાને તેડાવ.
સકુળ નાહોલીયાને વિનવે રે, સાંભળો સ્વામી વાત.
એવડી વાત મ ચોહરો, મયર મેલો સાંઢ.
સાંઢ પોચી સવા પોરની, વિરોજી બેઠા ગોખ.
હાથ કાગળ મુખ વાંચીઆ, સું સું તે જોશે આજ.
સસરાને લાવે વિરા પાઘડી, સાસુને સાડલાની જોડ.
જેઠને લાવે જોડ ધોતિયા, જેઠાણીને દક્ષિણનાં ચીર.
દેરને લાવે વિરા મોરીઆં, દેરાણીને છાયલ જોડ.
નણદીને લાવે વિરા ચુંદડી, નણદોઈને ભેરવ ઝુલ.
ધેડીને લાવે વિરા ઢીંગલા, કુંવરીઆને રાતી મોર.
કુટુંબને લાવે વિરા કાપડું, પાડોશીને નાળીયેરની જોડ.
માહરે, ને લાવે ઘરચોડલાં, બતરીસ પુત્રીનો મોડ.
ઘરનાં સ્વામીને ઘોડો હાંહલો, મોતીડે જડીયાં પલાણ.
એટલાની સંપત હોય તો આવજો, નહીં તો રેજો તમારે ઘેર.
વીરો ગાજ્યોને વીરો ગળ મળ્યો, વિરો વરસ્યો અષાડીનો મેઘ
આવ્યા મારે કાન્તાબાઈના મામલા, અવસરે રાખ્યો રંગ.
. કોડે તે પગરણુ—ટેક.



નં. ૧૭.

"સાંધી વખતે તથા સુંવાળી દહિથરા વણતી વખતે ગાવાના ગીતો"

સાંધી આ તમેરે પનોતા, તો સમી સાંજે આગરા રે.
સમી સાંજ તમે પનોતા, તો દીવડે આગરા રે.
દીવડાં તમેરે પનોતાં, તો ઓરડે આગરા રે.
ઓરડા તમે રે પનોતાં, તો પટશાળે આગરા રે.
પટશાળ તમેરે પનોતાં, તો માંડવે આગરા રે.
માંડવા તમે પનોતાં, તો માણેક થંભ આગરા રે.
માણેક થંભ તમેરે પનોતાં, તો કાન્તાબાઇ આગરા રે.
કાન્તાબાઈ તમારા વિવા, મેં કોડે પગરણ આરંભ્યા રે.



નં. ૧૮.

સોનાની સાંધી રૂપાના મોર વાસ્યા રે, ઉડેરે
પાંખાળા ભમરા નોતરે રે.
ગામ ન જાણું, નામ ન જાણું રે, કે રસ ઘેર જાઉં
ભમરા નોતરે રે.
ગામ છે વાંકાનેર ગામ રે, નામ છે વીરચંદ જમાઈ રે.
નર્મદા બાઈ પનોતાં ઘેર, નોતરાં રે.
આવશે તે બેની નર્મદા બાઇ રે. બેહશે માંડવા હેઠ રે,
કાન્તા બાઈનાં નેણાં સણગારશે રે;

## નં. ૧૯.

લીલી પીરી પાંખનો ભમરલો રે ભમીઓ દેશ પરદેશ,
જારે ભમરા નોતરે રે.
પેલું તે નોતરૂં વાંકાનેર ગામ રે જમાઈ વલભરામને ઘેર રે,
રાતે ચુડલે નર્મદા બાઈ રે.
બેની તે મારી વરઘ વધાવ મૈયર પગ ણુ આરંભ્યા રે,
હું કેમ આવું એકલી રે બાઈ ને ઈશ્વર ભરથાર,
ઈશ્વર ચરણુ ઘોડલાં રે.
બાઈને માંફારી વેલ માંફા આવે મલપતા રે,
નેજા ઢળકતા મેલ. ચંપા વરણી રજે ભરાય.



## નં. ૨૦

ડુંગર કોરીને નીસર્યો ભમરો જાયરે ભમરો નોતરે
ગામ ન જાણું બેની નામ નો જાણુ કેરસ ઘેર જાવુ નોતરે
ગામ છે વાકાનેર ગામને નામ છે વલભરામ જમાઈરે
નરબદાબાઈ ઘેર નોતરા ઘોડાવેલે બેસી નરબદાબાઈ
આવીઆરે
રળીઆત વઉ નાંખે બાઇના બેસણુ બેસો બેસો માંરી
પરદેશી નણુદી બેસીને કરો વાત ગોઠડી
બેસીશ બેસીશ માંરા વિરાની સાથે બેસીને કરીશ વાત
ગોઠડી

વીવલીઆ માંણી બ્હેની ઘેર સીધાવ્યા વિરા અમરચંદભાઈ વેરામણે
દીઠા દીઠારે બેની વાકાનેરનાં ઝાડવા, અમને તે દેજો બેન શીખડી
વધજો વધજો વીરાવડની વડવાયે, પરહુરજો પોરમકેરે પાંદડે

---

નં. ૨૧

ખડકીએ ઢળીએલા કાચ વંડીએ હીરા જડયારે
તીંઆં બેઠા બાળ કુંવારા દાદાજીને વીનવેરે
દાદા મોરા એવર જોજો એ વર છે વેવારીઆરે
કોને ઘેડી કીંઆં રમતા દીઠા, કે ક્યાં તમારા દલવસ્યારે
ભણુતા ભટની નીશાળે અક્ષરે મારા દલવસ્યારે
નાંતાતા સરોવરની પારી ચોટલે મારા દલવસ્યારે
રમતાતા સોનલાગેડીએ, દલુડે મારા દલવસ્યારે
જમતાતા સોનલાથારી કોળીયે, ત્યાં મારા દલવસ્યારે

---

નં. ૨૨

માંનાં, ચાંદલીઓ ઉગોને હરણુ આથમીરે
વિરા કીંઆંલગણુ જોઉં તમારી વાટરે માંમેરા વેળાઈ ગઈરે
બેની પાટણુ ગીઓતો પટોલા વોરવારે
હાંરે બેની પાટણુમાં પડીતી, હડતાલરે, અમદાવાદ ગીઓતો વોરવારે

વિરા ચાંદલીઓ ઉગ્યો ને હરણુ આથમીરે
માનાં કીઆં લગણુ જોઉ તમારી વાટરે
માંમેરા વેળા થઈ ગઈ

---

## નં. ૨૩

ઉચાં ઉંચાં મોલ મારા ઘરરે વીવાતા,
તીઆરે ઢળાવો ભમર ઢોલીઆરે
તીઆ ચડીને પોઢે માંરો માંડીનો જાયો,
ઉભા ભાભલડી ઢાળે વાહોલીયારે
વાહોલા ઢાળે ને વાતજ પીછવે,
તો નણુદી પાડાસે ન રાખસોરે
દીઠા અણુદીઠા નણુદી નત નત માંગે,
તો નતરે ઉઠીને લંગડા માંડસેરે
ઓછી બનીયાત કુલને ઓછું સું બોલો,
તો ઓછા બોલે અવગુણુ ઉપજેરે
માંડીની જાઇ મારે ઘણી સગાઇ,
તો ગોરાદે ડાબા પગની મોજડીરે
મોજડી ખંખેરૂતો ગોરાદે આવે,
તો નાંણે ને ટાણે ના જડે મા જણીરે
ઘરની ધણીઆણી તમે ઝાલ ઝુમણા પહેરો,
તો માંડીની જાઈ, માંદરીઆ પેરસેરે

ઘરની ધણીઆણી તમે ચીર માળા પેરો,
તો માંડીની જાઇ, પટોળા પેરસેરે
ઘરની ધણીઆણી તમે ઓરડામાં માલો,
તો માંડીની જાઈ માંડવડે માલસેરે
ઘરની ધણીયાણી તમે રાંધોને સીંધો,
તો માંડીની જાઈ જમવા બેસસેરે

---

નં. ૨૪.

ઉચીં મેડી વાઝડીઆ કમાડરે, તીઆ ઢળાવો ભમર ઢોલીઆરે
તીંઆં ચઢીને પોઢે મારી માંડીનો જાયોરે,
ઉભા ભાભલડી ઢોલેવા ઢોલસરે
વાહેલા ઢોલંતા નીંદરડી આવીરે,
હાથનો વીંઝણો ખશી ગયોરે
લપાતા ચંપાતા જનેચંદ જમાઇ આવીઆરે
હાથનો વીઝણો જમાઈ લઇ ગીઆરે
આઘેરેક જાતા ચુનીલાલ જમાઈ મળીઆરે
બે જણે થઇને વિંઝણો ઓવડયોરે
આઘેરેક જાતા અમરતલાલ જમાઈ મળીઆરે
ત્રણે જણે થઇને વીઝણો તેવડયોરે
પાંચસો પાળા, ને છસે છડીઆરા

વીઝણાની વારે નાનચંદભાઈ ચડીઆરે
ઓરડામાં ઉભા રહીને મોતીબાઇ બોલીઆરે
વીરાજી ડોટનમાં રસોરે
આલીઓ મારો હાર એ છે ગમાર,
હવે રે નહી ચોરે વડનો વીઝણો
ઓસરીએથી ઉઠીને કસ્તુરબાઇ બોલીઆરે,
વીરાજી ઠોંટ ન મારશોરે,
આ લીઓ મારી ચોટી એની બાંધો ચોટીરે,
હવે નહી ચોરે વડનો વીઝણોરે
પટશારે રહીને અમરતબાઇ બોલીઆરે
વીરાજી ઠોંટ ન મારસોરે
આલીઓ અમારી કાંબી, અને એની જીભ છે લાંબી,
હવે નહી ચોરે વડનો વીઝણોરે
માંડવામાં રહીને ઝકલબાઈ બોલીઆરે,
વીરાજી ઠોંટ ન મારસોરે
આ લીઓ મારૂ ફુલને એની છે મોટી ભુલ,
હવેરે નહિ ચોરે વડનો વીઝણોરે

---

નં. ૨૫.

હુંતો સુતીરે મારા રંગ મોલમાં,
સુતાને સ્વપનુ લાધીઉંજીરે

ઉંડા જળહરરે મેં તો સ્વપ્નામાં દીઠા,
માનસરોવર ભર્યા દીઠાજી
આંગણે આંબલોરે મેં તો સ્વપ્નામાં દીઠો,
જાર જાવંત્રી ત્યાં બહુ દીઠીજી
આંગણે હસ્તીરે મેં તો સ્વપ્નમાં દીઠા,
લીલી હરીયાળી છુંગા છુંગાજી
ઓરડે દિવો મેં સ્વપ્નામાં દીઠો,
કંકુ કેશર ત્યાં બહુ ઢળ્યાજી
મોતીનાં ચોકરે મેં તો સ્વપ્નામાં દીઠા,
કુંભ કળશની સ્થાપનાજી
પોઢ્યા જાગોને મારી નણુદીના વીર,
સ્વપ્નાના અરથ ઉકેલજોજી
ઉંડાં જળ હરરે ગોરી મૈયર તમારાં,
માનસરોવર સાસરાજી
આંગણે આંબલોરે ગોરી વિરોજી તમારી,
જાર જાવંત્રી ભોજાઇ તારાજી
આંગણે હસ્તીરે ગોરી નણુદી તમારાં,
લીલી હરીયાળી ઘેડી તારાંજી
ઓરડે દિવડોરે ગોરી પુત્ર તમારો,
કંકુ કેશર વવારૂ તારાજી
મોતીનાં ચોકરે ગોરી કંથ તમારો,

કુંભ કળશ તારી કુળનેજી
ઘણું જીવજોરે મારી નણદીના વીરા,
સ્વપ્નાનો અર્થ ભલો કીધોજી

---

## નં. ૨૬.

ઉભલારે ગોરી રંગ મોલમાંરે, આગણે ઘોડા હણહણેરે
માગો માગો મારી ગોરી પાછલે પરોડીયે મારે ચાલવુંરે
લાવજોરે સાયબા સીંગારૂ ઘોડા, લાવજોરે ઘણુ સીંગારો ડાળીયોરે
લાવજોરે સાયબાંરે પાયારી પાલખીરે, લાવજોરે વણુ પાયારો ઢોલીયો
લાવજોરે સાયબા ચાલંતા ચીરરે, લાવજોરે મુખ બોલંતી કાંચરીરે
લાવજોરે સાયબા કીડીની જીભરે, લાવજો મકોડા દાંતનો ચુડલોરે
લાવજોરે સાયબા શેરડીના પોંખરે, લાવજો જાર કેરાં ઝીંઝરારે
લાવજોરે સાયબા સોકુંના સાલ, લાવજો આગમ જાયા છોરૂડારે
નજડેરે ગોરી મોરી શીગારૂ ઘોડારે,
ન જડેરે વણુ સીગારૂ ડાબીયો

ન જડેરે ગોરી મોરી પાયારી પાલખી,
ન જડેરે વણુ પાયાનો ઢોલીયોરે
ન જડેરે ગોરી મોરી ચાલતાં ચીરરે,
ન જડે મુખ બોલતી કાંચળીરે
ન જડેરે ગોરી મોરી કીડીની જીભરે,
ન જડેરે મકોડા દાંતનો ચુડલોરે
ન જડેરે ગોરી મોરી સેરડીનો પોંખરે,
ન જડેરે જાર કેશ લીંઝરારે
જડશેરે ગોરી મોરી સોકુના સાલગે,
ન જડેરે આગમ જાયા છોરૂડારે. ટેક ઉભલારે

---

## નં. ૨૭.

ઠાકોર ખંભાતેથી કોરા કાગળ મોકલેરે,
ઠાકોર લખજો મારો મેઘ રાજા બાપરે;
મેં કોડે પગરણુ આરંભ્યારે
ઠાકોર ખંભાતેથી કોરા કાગળ મોકલેરે,
ઠાકોર લખજો મારો દેસ વજીતો વીરરે:
ઠાકોર લખજો મારી વસ્તારણુ ભોજાઈરે,
મેં કોડે પગરણુ આરંભ્યારે;
ઠાકોર લખજો મારી ગંગા જમના બેનરે,

મેં કોડે પગરણુ આરંભ્યારે;
ઠાકોર લખજો મારી ગુજારણુ માતરે,
મેં કોડે પગરણુ આરંભ્યારે.

## નં. ૨૮

સાંકડી શેરીમાં પાણી સંચરા મોતીવાળા ભમરજી,
સાંભળી નવલડી વાતરે, મારા વાર્યો નહિ રહો ભમરજી;
કેણે કીધું ને કેણે સાંભળ્યું, મોતીવાળા ભમરજી.
કેણે ઉડાડી છે વાતરે મારા વાર્યા નહી રહો ભમરજી,
ચાંદે કીધું જે સુરજે સાંભળ્યું મોતી વારા ભમરજી;
વાયરે ઉડાડી છે વાતરે, મારા વાર્યા નહી રહો ભમરજી,
ક્યાંના આવ્યા બીડલા મોતીવાળા ભમરજી.
ક્યાંના આવેલ નાળીયેલરે, મારા વાર્યા નહી રહો ભમરજી,
વાંકાનેરના આવ્યા બીડલા મોતીવાળા ભમરજી;
રાજકોટના આવેલ નાળીએલરે, મારા વાર્યા નહિ રહો ભ.
શે શેને લગ્ને પરણુસો શે શે ચલાવશો જાનરે,
પાંચમને લગ્ને પરણુશું મોતીવાળા ભમરજી;
ચોથે ચલાવશું જાનરે મારા વાર્યા નહિ રહો ભમરજી,
શેને અવગુણે સાયબા પરણુશો મોતીવાળા ભમરજી;
કહેજો અમારો વાંકરે મારા વાર્યો નહિ રહો ભમરજી,
તમારા રે પોચા ગોરી સામળા, મોતીવાળા ભમરજી,

ગોરા પોચાની અમને ખાંતરે, મારા વાર્યા નહિ રહો ભમરજી.
તમારાં છોરૂ ગોરી ગોબરા, મોતીવારા ભમરજી,
ભેરા બેસાડયાની ખાંતરે, મારા વાર્યા નહિ રહો ભમરજી;
તમારારે મૈયર ગોરી વેગળા, મોતીવાળા ભમરજી,
ઢુકડાં સાસરીયાની ખાંતરે, મારા વાર્યા નહિ રહો ભમરજી.
તમારાં રે બાંધવ ગોરી એકલાં, મોતીવાળા ભમરજી.
સાત સાળાની અમને ખાંતરે મારા વાર્યા નહિ રહો ભમરજી.
બાપે પરણાવ્યા ગોરી વીસર્યા, મોતીવાળા ભમરજી,
આપે પરણ્યાની અમને ખાંતરે, મારા વાર્યા નહી રહે ભમ.
તમે ચાલ્યા સાઈબા પરણવા, મોતીવાળા ભમરજી,
અમને તેડી જાજો સાથરે મારા વાર્યા નહી રહો ભમરજી.
જાતાને કરસું ગોઠડી મોતીવાળા ભમરજી,
વરતાં સાહેલીનો સાથરે, મારા વાર્યા નહી રહો ભમરજી;

---

## નં. ૨૯.

સવામણ સોનાનો દીવોરે, અધમણ રૂપાનું ચાડુરે;
ભાર કપાસની વાટુરે, છલાછલ ઘી વાઢીએ પુરાવોંરે.
દીવો મેલો રસીયા માંડવા હેઠરે.
દાદા વીનવજોરે મોહનલાલભાઇ રે,
તમને ચંચળબાઈ કેવા વાલારે;
જેવા વાલા [1]અભરામીનાં નાણારે,

---

૧ અભય સ્થળના શાહુકારી નાણાં.

એવા અમને ચંચળબાઈ છે વાલા;
માતા વીનવજોરે માણેકબાઈ તમને,
ચંચળબાઈ કેવા વાલારે;
જેવી લલાટ કેરી ટીલડીરે,
વીરા વિનવજોરે મગનલાલભાઈ તમને,
ચંચળબાઈ કેવા વાલારે;
જેવી માંથડીયાની મોરૂરે,
એવા અમને ચંચળબાઈ વાલારે;
ભાભી વીનવજોને જડી વહુરે,
તમને ચંચરબાઈ કેવા વાલારે.
જેવો વાલો હાથડીઆનો ચુડો,
એવા અમને ચંચળબાઈ વાલારે.



## નં. ૩૦.

પીઠીના ભર્યા મનોહુરી કાંઈ ઝુકે માંડવા હેઠરે મનોહુરીરે,
વારી વારી જીવણુલાલભાઇ વિનવે મનોહુરી રે;
ચાગડલાભાઇ નરસીહુરામભાઈને કાજરે—મનોહુરી રે.

---

## નં. ૩૧.

જાર જાવંત્રીના પડારે, છોહાવો મેલોરે વીવા તે માડવે હીવડો,
અમારા દેશમાં છે ડાહ્યાલાલભાઈ દેહાતરે.

જઇને જીલુભાને ઓળખ્યારે,
જીલુભાએ ભાઇ કરી બોલાવીઆરે, બંધવ કરી બોલાવીઆરે;
અંબાડી સોતાં હાથી ભેટ મોકલ્યારે,
મોતી સોતાં તોરણ મોકલ્યારે.

---

નં. ૩૨

છાયલને છેડે મેં તો શેરી વળાવી આંબલીયા રોપીઆરે,
આંબલીયા હેઠે કાંઇ ઉભો વરઘોડે ચડોરે,
જીવણુલાલભાઈ ભરૂં અંબોડા;
ભરતાં લાડડીએરે દીઠીઓ, લાડડીએ જઈને એનો દાદો
જગાડીયા,
એનાં દાદા એ વર જો જો, નાણાનો બળીઓ કુટુંબે આગળીઓ

---

૩૩

માલણ વીણે જાવંત્રીના ફુલરે, માલીડો ગુંથે વીંઝણોરે,
આપણા માંડવડામાં કોણ કોણ [1]દેહોતરે ત્યાં ભેટે જાસે વીંઝણોરે;
જીવણુલાલભાઇ પોઢયા છે સોનેરી પલંગરે,
મોટી વહુ ઉભા વાય ઢાળેરે;
પોઢયા જાગોને દીવાળી બાઈના વીરરે, માલણ ઉભી તપ કરેરે.
મલાણને આલો આલો હાથીડા હજારરે માલણ જાયે મલપતી,
ટેક માલણ વીણે.

---

૧ દેશમાં જાણીતો.

નં. ૩૪

( પાપડ વણતી વખતે )

ઘઉંના આવ્યાં છે ગાડાંને ચોકી ફરે દીવાનનીરે,
સોનાને સુંડલે ઘઉંને ભલા ઉતરાવશુંરે;
સોનાને સુંપડે ઘઉંને ભલા સોવરાવશુંરે,
તાંબાને તરભાણે ઘઉંને ભલા પલરાવશુંરે;
ઘોઘાની છે ઘંટીને સુરતનાં થારા મગાવશુંરે,
લોટ પડેરે પડસુદીને, રવલા પડે રૂડી રીત તણારે;
પાટણનાં છે પેંડા ને ડભોઈના કંદોઈ તેડાવશું રે,
અદઅદતાં ખાજાને તળ્યાંરે; જલેબી પડાવશુંરે;
એવી રે જુગતાઈએ વિજયાબાઇ પરણાવશું રે ટેક.
ઘઉંના આવ્યા છે ગાડા,

---

નં. ૩૫.

ઉંચી તે મેડી ઝમરખીયાં કમાડ સોનેરી દીવડે દીવાબળે,
મોડા શું આવ્યા મગનલાલભાઇના [1]મોભી તમારા લગન;
ઉતાવરા તમારી [2]વરધું ઉતાવરી,
હું કેમ આવું એસી હો લાડડી, મુજ ઘેર દાદોજી રીસાળવા
હાંરે લાડડી રીઝવતાં લાગી છે વાર,

---

૧ મોટો દીકરો. ૨ મુરત.

ઉંચીસી મેડી ઝમરખીઆ કમાડ, સોનેરી દીવડે દીવા બળે,
ટેક ઉંચીશી મેડી.

---

નં. ૩૬.

[1]રાજા પેલડાપોરની નીંદરડી નીંદર જાને મગનભાઈની સેજુમં
નીંદર નેણાં ઘેરી રહી.
ગોરા નાના વહુ જગાડે જાગે નહિ પોઢયા જાગોરે,
માણેકબાઈના વીરરે;
તમે કાંતો પીધા કસુંબલા અમે નથીરે પીધા કસુંબલા
અમે પીધારે કાંઈ કઢીયલ દુધ, નીંદર નેણાં ઘેરી રહી ટેક.
રાજા પેલડા પોરજી;

---

નં. ૩૭.

દાદા ગોરરે માળવીયો ચોખા સુરતી,
દાદા જમાઇડા થોડા થોડા તેડોરે, કુંવરડા ઝાઝા તેડજો,
દાદા જમાઇડા રમી જમી જાયરે, કુંવરડા ઘોડા ખેલવે;
દાદા દીકરીયું થોડી થોડી તેડજો, વવરૂ ઝાઝી તેડજોરે,
દાદા દીકરીયું રમી જમી જાયરે, વવરૂં ઓરડામાં મહાલશેરે;
દાદા સાજનીયા થોડા થોડા તેડોરે, કટમકા ઝઝા તેડજોરે,

---

૧ રજવાડામાં મીરાણીઓ ગાય છે.

દાદા સાજનીયા રમી જમી જ્યરે, કટમડ ઢાલું વારસેરે
દાદા ગોરરે મારવોયો ચોખા સુરતી ટેકે.

---

## નં. ૩૮

( મીરાણીચો રજવાડામાં ગાય છે )

ભલે આવ્યાજી ભલે આવ્યા, નણુદીબાને નોતર, કયારે જાશોજી,
સાસુ સંદેશે મારી નણુદી કાગળીએજી;
જેઠાનીને તમો તેડવા જાઓ, જેઠાણી મારૂં ગોતરજી. ટેક.
ભલે આવ્યા.
સાસુને ઉતારા ઓરડાજી, મારી નણુદી ઓસરીએજી;
જેઠાણીને મેડીના મોલ, જેઠાણી મારૂં ગોતરજી. ભલે.
સાસુને દાતણુ દાડમી, મારી નણુદી બાવરીએજી;
જેઠાણીને [1]કરેણીકામ, જેઠાણી મારૂં ગોતરજી. ભલે આવ્યા.
સાસુને ન્હાવણુ કુંડીયું, મારી નણુદી ખાબોચીએજી;
જેઠાણીને નદીયુનાં નીર, જેઠાણી મારૂં ગોતરજી. ભલે આવ્યા
સાસુને ભોજન લાપસી, મારા નણુદી રાબડીએજી;
જેઠાણીને કેસરીયો કંસાર, જેઠાણી મારૂં ગોતરજી. ભલે આ.
મારી સાસુને મુખવાસ એલચી, મારી નણુદીને આંબલીયોનજી
જેઠાણીને પાન પચાસ, જેઠાણી મારૂં ગોતરજી. ભલે આવ્યા

---

૧ કરણુ ઝાડની છડી.

સાસુને પોઢણ ઢોલીઓ, મારી નણુદી ગોદડીએજી;
જેઠાણીને હીંડોળા ખાટ, જેઠાણી મારૂં ગોતરજી. ભલે આ.
સાસુને સાડલો. મારી નણુદી કાપડીએજી;
જેઠાણીને સાડી ની જોડ, જેઠાણી મારૂં ગોતરજી.-ટેક.
ભલે આવ્યા.

---

૩૯

સામા ઓરડીયામાં સવામણ બાજા, વીજયાબાઈ પરણે ત્યાં વગડાવજો વાજા;
[1]દલીયા ઘીમાંયલા ઘેવર, મુજને મીઠેરાં લાગે-મીઠારે લાગે.
ગોરી મોરી મુલવીને લેજો, મુલવીને લેજો દ્રવ્ય ખરચીને લેજો-
પકવાન કરનારને પાઘડી ઓઢાડું,
દલીયા ઘીમાં પલા ઘેમર-મુજને મીઠેરાં લાગે.
સામી ઓરડીમાં સવામણ જીરૂ, વીજયાબાઈ પરણે ત્યાં ઘડીરે ન ધીરૂં;
દલીયા ઘીમાંયલા ઘેબર-મુજને મીઠેરાં લાગે.
ગોરી મોરી મુલવીને લેજો,
પકવાન કરનારને પાઘડી ઓઢાડું;
દલીયા ઘીમાંયલા ઘેવર-મુજને મીઠારે લાગે
સામી ઓરડીમાં સવામણ મીઠું, વીજીયાબાઈ પરણે ત્યાં અચરજ દીઠું;

---

૧ દીલડાં.

દલીયા ઘીમાંયલા ઘેબર—મુજને મીઠેરા લાગે
ગોરી મોરી મુલવીને લેજો, પકવાન કરનારને પાઘડી ઓઢાડું
દલિયા ઘીમાંયલા ઘેબર—મીઠેરા લાગે.

---

## નં. ૪૦

ઘઉંડા મંગાવો રાજવીર ઘઉંડા મંગાવો,
ઘઉંડા મંગાવો જાનુ આવશે;
કીયા ગામની આવશે રાજવીર,
વાલેરા સગા કીયા ગામના આવશે.
વર રાજીઓ રાજકોટનો આવશે,
રાજવી ? વાલેરા સગાં ગોંડલના આવશે. વરરાયજી.
મગડા મંગાવો રાજવીર મગડા મંગાવો,
મગડા મંગાવો જાન આવશે. વરરાયજી.
કીયા ગામનાં આવશે રાજવીર,
વાલેરા સગા કીયા ગામના આવશે. વરરાયજી.
રાજકોટનાં આવશે રાજવીર,
વાલેરા સગા ગોંડલના આવશે. વરરાયજી.
દીવડા મંગાવો રાજવીર દીવડા મંગાવો,
દીવડા મંગાવો જાનું અવાશે. વરરાયજી.
કીઆ ગામના આવશે રાજવીર,
વાલેરા સગા કીયા ગામનાં આવશે. રરાયવજી.

રાજકોટનાં આવશે રાજવીર,
વાલેરા સગા ગોંડલના આવશે. વરરાયજી.

નં. ૪૧.

વીજયા બાઈ કાંઈ પુછે દાદાજીને વાત ઘેવરીયાંનાં સંઘરારે
દાદા મોરા રાખજો આવશે તે આવશે મોટા ઘરની જાન
આવીને ઉતરશે મારે મોરબી ગામને ગોંદરે
વીજયા બાઈ કાંઇ પુછે મારે વીરાજીને વાત, ખાંડુના કાંઈ
સંઘરારે વીરા મોરા રાખજો.
આવશે તે આવશે કાંઇ મોટા ઘરની જાન
આવીને ઉતરશે મારે મોરબી ગામને [1]ગોંદરેરે
વીજયા બાઈ કાંઈ પુછે કાકાને વાતરે ઘઉ વડીયાના સંઘરા
રાખજોરે.
આવશે આવશે મોટા ઘરની જાનરે
આવીને ઉતરશે મારે દાદાજીને માંડવે.—ટેક-વીજીયા.



૪૨

( માંડવા વખત ગવાતાં ગીતો )

માંડવ [2]ટાઢોને માંડવ [3]શીળો, માંડવ ઢાળોરે બાજોઠીયા
તેડા મારે જાણુારે પરનાં જોશી આજ મારે લખવી કંકોત્રી;

---

૧ પાધર. ૨ શીતળ. ૩ શીતળ.

કંકોત્રી બાંધો મગનલાલભાઈને છેડે જાય બેની મોતીબાઈને
આણુલે.
બેની તમો સુતા છો કે જાગો તમારે મૈયર પગરણ આરંભ્યા
વીરા મોરા તમે કયે દેશથી આવીયા કયે ગામ તમારા બેસણું
બેની મોરી અમે મચ્છુ કઠે આવીયા મોરબી શહેરરે અ-
મારા બેસણાં.
વીરા મોરા મુને છોરૂડે હરવાળી કે વાછરૂં વરૂં ઘી વીરનવ
ઓળખ્યો.
મોર મારે મયાશંકરભાઈનાં ઘોડાં પડઘી વાગેને ધરતી ધમધમે
વચે મારા હરિભાઇના માહા કે ઇંડા ઝળકે વેલુ તણા
વાસે મારે માવજી જમાઈ કામડીયો, કામડ તાણે ને કોડાં
કળકળે.

---

નં. ૪૩.

લીલુડી તલાવડી ને લીલો મારો માંડવો,
લીલી સાજનીયાની જાન, વીરા આવોને મારે માંડવે;
બાલકૃષ્ણ આવોને મારે માંડવે,
મેલો કેવડીયા નાના છોગા, વીરા આવોજે મારે માંડવે;
લાભશંકર જમાઈ આવોને મારે માંડવે,
મેલો ધતુરાનાં છોગાં, ગોલા આવોને મારે માંડવે. ટેક.
લીલુડી.



## નં. ૪૪.

માંડવોરે કાંઈ મોટો રોપાવોરે મોટો રોપાવોરે,
મોટા મોટાં માંડવીયા પધારસેરે (૨)
માંડવે રે વહુ વીજયાકુંવરનો કંથરે
માંડવે ધનેશ્વર ભાઈ પધારસેરે
માંડવો દીસેરે રળીયામણોરે,
માંડવેરે વહુ રંભા વઉનો કંથરે;
મોતીલાલ ભાઇ આવે રૂડા દીપસે,
માંડવો દીસેરે રળીઆમણો.-ટેક-માંડવો.

## નં. ૪૫.

માંડવ લીલા ડાંડીને પીળી થાંભલીરે,
માંડવ મ્હાલે રાણાને મ્હાલે રાજીઆ;
માંડવ મ્હાલે મગનલાલભાઈ દાદો, [1]ઘેહીજીનો માંડવો.
માંડવ લીલી ડાંડીને પીરી થાંભલી,
માંડવ મ્હાલે રાણાને રાજીઆ
માંડવ મ્હાલે મોહનલાલ કાકા, ઘેડીજીનો માંડવો
માંડવ લીલી ડાંડીને પીરી થાંભલી,
માંડવ મ્હાલે રાણાજીને રાજીઆ
માંડવ મ્હાલે કાનજી મામા ઘેડીજીનો માંડવો,
માંડવ લીલી ડાંડીને પીરી થાભલીરે ટેક. માંડવ.

---

૧ પરણુનાર કન્યા.

નં. ૪૬

મારે માંડવ લેખાવટીઆ છે, હીરારે વહુનો કંથરે;
મોહનલાલ ભાઇ આવોને મારે માંડવે,
મારે માંડવે નાંણાવટીઆના કાજ;
નાંણાવટીઆ છે મોટી વહુના કંથ,
દલપતરામ ભાઇ આવોને મારે માંડવે;
મારે માંડવે ગલાલીઆનાં કાજ,
ગલાલીઆ છે નાની વહુના કંથ;
બેચરલાલ ભાઇ આવોને મારે માંડવે. ટેક.

---

નં. ૪૭.

સોનાની સળીએ માંડવો, રૂપાની વરીએ માંડવો,
માંડવડે માલ્યારે મોરાર, છપન કોટી જાદવ મળ્યા;
હીરા વહુ પ્રેમીલાલભાઈને વિનવે.
ગલાલીયા રાઈ જગ દેખાડ, રાઇ જગ હોયરે રળીયામણા.
રાઇજગ બેચરલાલભાઇને માંઢવે.
ગલાલીયા રાઈ જગ દેખાડ રાઈ જગ હોયરે રળીયામણા
ટેક સોનાની સરીએ.

## નં. ૪૮.

મોટો મોટો માંડવ રોપાવો,
છાયલ માંડવલો રોપાવો મણું રાજ.
લીલી તે ખાજલી છવરાવો મણું રાજ,
ભાઇનાં દાદાને તેડાવો,
ભાઈશંકરભાઈને તેડાવો મણું રાજ;
કોડેથી મોભીને પરણાવો મણું રાજ.
મોટો માંડવડો રોપાવો,
મોટો માંડવડો રોપાવો માંણું રાજ.
લીલી ખાજલી એ છવરાવો મણું રાજ.
ભાઇનાં કાકાને તેડાવો,
મોતીલાલભાઇને તેડાવો મણું રાજ.
કોડે ભત્રીજા પરણાવો મણુ રાજ.
ભાઈના વીરાને તેડાવો,
દલપતરામભાઈને તેડાવો મણું રાજ.
કોડે બેલીને તેડાવો મણું રાજ,
મોટો મોટા માંડવલો રોપાવો:
છાયલ માંડવડો રોપાવો મણુ રાજ. ટેક.



નં. ૪૯.

( ગણેશ પધરાવતી વખતે. )

લગ્ન બાજોઠીયો મોતીડે જડયો,
પ્રથમ ગણેશ બેસારોરે મારા ગણેશ દુંદારા.
બાલકૃષ્ણની જાને રૂડા જાનૈયા સોંઢાળો,
જાન રૂડી દીસશે ભલીરે મારા ગણેશ દુંદારા.
કૃષ્ણની જાને રૂડા હાથીડા શણગારો,
હાથીડે લાલ અંબાડીરે મારા ગણેશ દુંદારા.
કૃષ્ણની જાને રૂડા ઘોડલા શણગારો,
ઘોડલે પીતળીયા પલાણુ મારા ગણેશ દુંદારા.
કૃષ્ણની જાને રૂડી વેલડીયું શણગારો,
કૃષ્ણની જાને રૂડી વેલડીયું શણગારો,
વેલડીએ ભીણીયા માંફા. મારા ગણેશ દુંદારા.
જાનૈયા સોંઢયા રૂડી જાનડીયું સોંઢી,
ગણેશ ઘેર વિસાર્યારે. મારા મણેશ દુંદારા.
વાહોલીયા વાયાને મેહુલા ધડુકયા,
રણુરે વગડામાં રથ થંભ્યારે. મારા ગણેશ દુંદારા.
ભાંગી પીજણીયુંને ભાગ્યા તાંળાવા,
ત્રુટી છે ધોરીની રાસુર મારા ગણશ દુંદારા.
ઉઘાડે અંગરે અણુવારે પગેરે,

ગણેશ મનાવા કૃષ્ણ ચાલીયા મારા ગણેશ દુંદાળા.
માંનો ગણેશને માનો હો બાપજી,
તમ આવ્યે રૂડા દીશસેરે. મારા ગણેશ દુંદાળા.
અમેરે દુંદાળાને મોટી ફાંદર,
અમ આવ્યે તમે લાજોરે. મારા ગણેશ દુંદાળા.



## નં. ૫૦

પાછલી પછીતે બેઠારે ગણેશરે, બાર સાખે બેઠી પુતળીરે,
ઇપુતરડી પાતલડી બેચરલાલભાઇ ઘેર નાનરે
અવશર ઝઘડો માંડશેરે.
મારા સસરા કાંબી કડલા ઘડાવરે, માંડવ હાલું મલપતી,
ટેક પાછલી પછીતે.

## નં. ૫૧

ચાક (ચક) વધાવતી વખતે ગાવાનું ગાણું

મેં તો થાળ ભર્યો છગ મોતીયેરે, હું તો વર વધાવવાને જાઇશ
મારે સોના સરીખો સુરજ ઉગીયો;
વરના દાદા મયાશંકરભાઇ તમને વિનવુંરે,
કોડલે મોભી પરણાવાને જાઇશ, મારે સોના સમો સુરજ
ઉગીયો.
મેં તો થાર ભર્યો સમ મોતીયેરે, હું તો વરઘ વધાવવાને જાઇશ
મારે સોના સરીખો સુરજ ઉગીયો.

વરના કાકા મોતીલાલભાઇ તમને વિનવુંરે,
કોડે ભત્રીજ પરણાવવાને જાઈશ, મારે સોના સામોરે
સુરજ ઉગીયોરે. ટેક

---

## નં. પર

કારીસી કોયલ શબ્દે સોહામણી,
આવેરે કોયલ આપણા દેશમાં;
કેમ કરીને કોયલ આવીને વસીયા,
કેમ કરી મોરલીઓ રીઝાવીયો.
ફાલે ને ફૂલે એ વનવાસ્યાં,
ટઉકેશું મોરલીઓ રીઝાવીયો;
કારીશી કોયલ શબ્દે શોહામણી,
આવેરે કોયલ આપણા દેશમાં.
ઢોલને ઢમકે આદેશ વશાવીઆ,
ગરથેશું ગઢડો ચણાવીઓ;
દીકરા દીકરીએ આ ઘર વાસ્યાં,
નયણેશું નાવલીઓ રીઝાવીઆ-ટેક કારીશી કોયલ.

---

## નં. ૫૩

જીરે અમીરસ ભર્યાંરે કંચોરડા મેલ્યાં માંડવા હેઠ
મારે રાયે વખાણ્યો કેવડો—ટેક

જીરે હુરે તમને વાઘુભા વીનવું, તમારે કીયે કીએ દેસ-
ડીએ વીસેક-મારે રાયે વખાણ્યો કેવડો.
જીરે મોરલી ભલે ટંકારૂ અતી ઘણુ, વવાણીઆનો વડોરે
વસેક. મારે રાયે વખાણ્યો કેવડો.
જીરે અમીરસ ભર્યારે કંચોરડા, મેલ્યા માંડવા હેઠ.
મારે રાયે વખાણ્યો કેવડો
જીરે હું તમને પ્રેમચંદભાઈ વીનવું, તમારે કીએ કીએ
દીકરે વસેક. મારે રાયે વખાણ્યો કેવડો.
જીરે મહાસુખરામભાઈ ભલે બાલુભાઇ અતી વસો,
નાનાલાલભાઇનો વડોરે વસેક. મારે રાયે વખાણ્યો કેવડો.
જીરે અમીરસ ભર્યારે કંચોરડા, મેલ્યા માંડવા હેઠ.
મારે રાયે વખાણ્યો કેવડો.
જીરે હું તમને ઉજમવહુ વીનવું, તમારી કઇ કઇ વવા-
રૂએ વસેક. મારે રાયે વખાણ્યો કેવડો.
જીરે મારે કસ્તુરવઉ ભલે હેમકુંવરવઉ અતી ઘણો નાની
વઉનો વડોરે વસેક. મારે રાયે વખાણ્યો કેવડો.

---

## નં. ૫૪.

જુનેગઢથી તંબોરીડા વાપર્યો,
આવી ઉતર્યો અમારે દેશ. ધનરાલાલ તંબોરીડા.
ઓરડે ઉભા ઝાલી લવે ઓળખ્યાં,

દાસી ધનેરાને ઓરેરા તેડાવ    ધનરાલાલ તંબોરીડો.
દાસી ઘડોલે એંઢાલણી,
મારી વાડીની વેલ સીચાંવ.    ધનરાલાલ તંબોરીડો.
સીંચે સીંચે વાડી મોયલો કેવડો,
સીંચે સીંચે ગલાલીનો છોડ.    ધનરાલાલ તાંબોરીડો.
જુનેગઢથી તંબોરીડો વાપર્યો,
આવી ઉતર્યો અમારે દેશ.    ધનરાલાલ તંબોરીડો.
ઓરડે જતાં કસ્તુર વવે ઓળખ્યા,
દાસી ધનરાને ઓરેરા તેડાવ.    ધનરાલાલ તંબોરીડો.
દાસી લેરે ઘડોલેરે એઢાંણી,
મારી વાડીને વેલ સીંચાય.    ધનરાલાલ તંબોરીડો.
સીંચે સીંચે વાડી માંયલો કેવડો,
સીંચે સીંચે ગલાલીનાં છોડ.    ધનરાલાલ તંબોરીડો.
જુનાગઢથી તંબોરીડો વાપર્યો,
ઉતાર્યો અમારે દેશ.    ધનરાલાલ તંબોરીડો ટેક.

---

## નં. ૫૫.

ગોકુલગઢનાં તે વાજા વાગીયા,
મથુરાંમારે કાંઈ પડેરે નીશાન.    વધાવો રાજારામનો.૨
રાણી રૂખમણી લખી કાગળ મોકલે,
ઘેર આવોરે સુભદ્રા બાઈના વીર.    વધાવો રાજારામનો.

તમ આવ્યે ભરા મંદીર ઉઘડે,
તમ આવ્યેરે અંધારે અજવાળા હોય. વધાવો રાજારામનો.
ગોકુળગઢનાં તે વાજા વાગીયા,
મથુરામાંરે કાંઈ પડેરે નીશાન. વધાવો રાજારામનો.
રાણી વ્રજકુંવર વહુ તે લખી કાગળ મોકલે,
ઘેર આવોરે કાંઇ વાલી બાઈના વીર. વધાવો રાજારામનો
તમ આવ્યે ભર્યા મંદીર ઉઘડે,
તમ આવ્યેરે અજવાળા હોય. વધાવો રાજારામનો.
ગોકુળ ગામનાં તે વાજા વાગીયા,
મથુરામાંરે પડારે નીશાન. વધાવો રાજારામનો ટેક.

---

## નં. ૫૬

સૈયર પહેલોરે વધાવો મારે આવીયોરે,
મેંતો મોકલ્યા મારા દાદને દરબાર;
મારી માતાજીએ મોતીડે વધાવીયોરે.
દાદા દેજો દેજો ચીતરાગઢના રાજ,
ગોખે ને પારેવાં સૈયર ઘુઘવે;
મારા ગઢડામાં ઝુલે હેમર હાથીડા,
મારે ટોડલેને ટહુકે મોર,
સૈયર બીજોરે વધાવો મારે આવીયો,
મેંતો મોકલ્યા મારા વીરાને દરબાર,

મારી ભાભીજીએ મોતીડે વધાવીયોરે;
દેજો દેજો ચીતરા ગઢના રાજ
મારા ગઢડામાં ઝુલે હેમર હાથીડા;
મારે ટોડલે ટઉકે છે મોર,
મારે ગોખે તે પારેવા ઘુઘવે;
ત્રીજોરે વધાવો મારે આવીયોરે,
મેં તો કાકાને મોકલીઆ દરબાર;
મારી કાકીજીએ મોતીડે વધાવીઓરે.
કાકા દેજો દેજો ચીતરાગઢના રાજ,
મારા ગઢમાં ઝુલે હેમર હાથીડા;
મારે ટોડલે ટહુકે છે મોર,
મારે ગોખે પારેવા ઘુઘવેરે. ટેક.

---

નં. ૫૭.

હાલતા ચાલતા સરોવર પહોંચીરે,
પાંચ કળસાં ભરીને પાછા વર્યા;
પેલોને કળશ મેઘા માળી સીર ઢળીયોરે,
જેની વાડીયેરે વનફળ નીપજેરે;
બીજોરે કળશ ઠાકર વાઘુભા સીર ઢળીયોરે,
જેણે ઉજડ દેશ વસાવીયારે;
ચોથોરે કળશ અંબા વઉ સીર ઢળીયોરે.

જેની કુંખે રતન નીપજેરે;
પાંચમો કળસ બાલુભાઈ શીર ઢળીયોરે,
જેણેરે આવો રાયઝગ માંડીયોરે.

---

નં. ૫૮

ગઢરે રૂડારે મોરબી શહેરનો ચોદસ જારીડા મેલારે,
વહુનો તે સસરો વેવારીયા, જેઠ છે બાવન વીર;
કેમ કરી થીયારે વેવારીયા, કેમ કરી બાવન વીર;
ગરથેશું વેવારીયા, બાંધવે બાવન વીર.

---

નં. ૫૯.

વરઘોડા વખતે

જગમગીયાનો વાઘો સીવડાવો, લીલા ગજીની તુઈ
કેડ વારી વારી પેરોરે માસુકરામભાઇ દાદાનાં મન મોહસેરે
દાદારે ડાહ્યાલાલભાઇ આની કોરે જોસે વારી વારી મોઢા
સામું જોસે.

જગરે મગીયાનો વાઘોરે શીવડાવો લીલા ગજની તુઈ
કેડ મરડી વાઘા પેરોરે માશુકરામભાઈ કાકાનાં મન મોહશેરે
કાકા મોહનલાલભાઇ આની કોરે જોશે હસી હસી મોઢા
સામું જોસે.

---

## નં. ૬૦.

( વરઘોડો ફુલેકાનું )

હાથમાં શ્રીફળ વરની કોટે વરમાળા,
હું તમને પુછું મારા વીરારે;
માશુખરામભાઈ માથાની મોરૂ કયાં વ્હોરીરે. ગોકુળનારે વાશી.
ગોકુળનાં રહેવાસી અમે મથુરાનાં વાસી,
ઘેલી ગુજરાત માથે છોગારે. ગોકુળનારે વાશી
આજરે બેનીજી અમે સાસરીયે ગીયાતા,
સાસરીયે કસુંબી ભેટીયારે. ગોકુળનારે વાશી.
ગોકુળનાં રહેવાસી અમે મથુરાનાં વાસી,
ઘેલી ગુજરાત માથે છોગારે. ગોકુળનારે વાશી.
હું તમને પુછું મારા વીરારે,
માસુખરામભાઇ હાથની પોચી કયારે વ્હોરી. ગોકુળનારે વાશી
ગોકુળનાં વાસી અમે મથુરાનાં વાસી,
ઘેલી ગુજરાત માથે છોગારે. ગોકુળનારે વાશી.
આજરે બેનીજી અમે સાસરે ગીયાતાં,
સાસુડીયે સોનીડા તેડાવીયા. ગોકુળનારે વાશી.
ગોકુળનાં વાસી અમે મથુરાં વાશી,
ઘેલી ગુજરાત માંથે છોગારે. ટેક.

———

### નં. ૬૧

( ફુલેકા વખતનું )

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો,
તારા ગજરાનો માનીશ મજરો. માલણ. ટેક.
જેવો છત્રપતિનેરે છાજે,
એવો ગુંથજે ગજરો તું આજે. માલણ.
તારા ગજરાનું આપીશ મુલ્ય,
માંહે ગુંથજે ગુલાબનાં ફુલ. માલણ.
ગજરે ગજરે તું ગુંથજે હીર,
ગજરો પહેરશે ઝવેરીલાલ વીર. માલણ ટેક.

---

### નં. ૬૨.

લાડકડા ચડો વરઘોડે ને જડીત્ર અંબોડે
ધન તારો દાદોજી તુજને પરણાવે.
ધન તારી માતાજી મોડ મેલાવે,
લાડકડા ચડો વર ઘોડે.
ધન તારો દાદોજી કટમડા તેડાવે,
ધન તારા કાકા કુટુંબડા તેડાવે.
લાડકડા ચડો વર ઘોડે ને જડીત્ર અંબોડે,
ધન તારો મામો મોસાળા લઈ આવે,
ધન તારી મામી મોસાળા માલે.

લાડકડા ચડે વરઘોડે ને જડીત્ર અંબોડે.
ધન તારો વીરો વરણાગી ભરાવે,
ધન તારી ભાભી વરણાગીમાં માલે,
લાડકડા ચડોરે વર ઘોડે.
ધન તારી ફુઇ ફુલેકા ભરાવે,
ધન તારી બેનીજી ધોળ ગવરાવે
લાડકડા ચડો વર ઘોડે. ટેક.

---

નં. ૬૩

લાંબે રાગે.

લીલુડી તે ઘોડી પાતળીયો અસવાર,
આહે ચોદ રતન વિરને ચાબખો;
ઘોડી તે બાંધી આંબલીયાની ડાર,
આહે ચાબખડો વરગાડ્યો આંબા ડારખી
દાદા તે મોરા મુજને પરણાવો
આહે લેરખડી પરણ્યાની મુજને હોંસ ઘણી
ખરચું તે ખરચું લાખ બે લાખ,
આહે હમણાને પરણાવું મારા મોભીને.
લીલુડી તે ઘોડી પાતળીયો અસવાર;
આહે ચોદ રતનનો વીરને ચાબખો.

---

## નં. ૬૪.

લાખેને ઓરડે નીપજે અધ લાખે પોળ પ્રકાશ,
ઘર ઘોળ્યાં ઘર ચીતર્યાં પોતનાં દીધા છે બાર,
ગાય ગોરીરે સવા વાછરૂ તેનાં મંગાવોને છાણ;
ઉઠોને વડાને વવા રૂડારે ચાર હાંસે પુરોરે ઘઉં વારી ગત્રીસ.
આંધોને બંધવ પુરાએ સોએ પુતળીએ સાથીયા અણુવીંધ્યા
મોતીના ચોક.

ઉઠોને વડારે વવારૂ દીવડલા પ્રગટોને પાંચ,
પેલોને દીવોરે ગોત્રીજ દીવો બીજલો ઓરડા માંય;
ત્રીજોએ એ દીવો ઓસરીએ ચોથોએ અગાસીએ દીવો જળહુળે
પાંચમો દીવોએ વામન દીવો વરની માડીરે જમણેરે હાથ,
ન્હાઈ જમીને વર ઉભારીયા, માતાજી દીયોને શણગાર;
માથે ને મેવાડા હરને મોડીયા, સોવન મરકી છે કાન,
ખંભે ને બાયે બાજુબંધ બેરખા, ખંભે ખાંતીલા ખેશ;
કેડેરે કંદોરા વરને વાંકડા રેશમીયો શુરવાર
ન્હાઈ જમીને વરઘોડે ચડયા, માતાજી દીઓ આશીષરે;
અક્ષાઇ ને અજરામર રહેજો જીવો વરરે જેમ કુળ વધે વંશરે
ઉજળે ને કુળે એ અવતરીયો, સકુળની નાર વસીયણ,
કોઈ કે રાણો કોઈ કે રાજીઓ કોઇ કે છે દીલ્લીનો દીવાન,
કોઇ કે જુનો ગઢ ઉલટયો કોઇ કેછે ચાંદોને સુરજ રવે ચડયા;
કોઈ કે છે વાઘુભાની ફોજ કોઇ કે છે ચંદ્રમાનાં તેજ

નથી રાણો નથી રાજીયો નથી દીલીનો દીવાન;
નથીરે જુનો ગઢ ઉલટયો, નથીરે કાંઇ વાધુભાની ફોજ
નથી કાંઇ ચંદ્રમાનાં તેજ,
મોભીરે ચડયો નરભેરામભાઈનો, તે ઉસર આવડા તેજ;
જન્મ્યો ચડયોરે જસોદા બાઈ તણો તે ઉસર આવડા તેજ
ભત્રીજો ચડયોરે પ્રાણજીવનભાઇ તણો તે ઉસર આવડા તેજ

---

## નં. ૬૫.

( જળ વાસવા ટાણે તથા ખોરા પુજતી વખતે )
જડવાસે જડવાસે વરની ફઈબા ફઈબાને ફુલકીયાની સાડી,
તોય ફઈની અરધી ફાંદ ઉઘાડી;
કુવાને ડગલોને દોટી, તોય કુવો વાળે લંગોટી ટેક. જડવાસે.

---

## નં. ૬૬.

આદીતની ઘરનાર તમે નીંદ્રાથી જાગો કે,
મહાસુખરામભાઇને તેલ સંચારો કે.
સરપો સોનાનો ઘડાવો કે ત્રાક લોઢાની.
જેઠાલાલભાઈની ઘરનાર તમે નીંદ્રાથી જાગો કે,
મહાસુખરામભાઇને તેલ સંચારો કે;
સરપો સોનાનો ઘડાવો કે ત્રાક લોઢાની.
ચુનીલાલભાઈની ઘરનાર તમે નીંદ્રાથી જાગો કે,

મહાસુખરામભાઈ તેલ સંચારો કે;
સરપો સોનાનો ઘડાવો કે ત્રાટ લોઢાની.
આદીતની ઘરનાર તમે નીંદ્રાથી જાગો કે,
મહાસુખરામભાઇને તેલ સંચારો કે;
સરપો સોનાનો ઘડાવો કે ત્રાક લોઢાની.
જગજીવનભાઈની ઘરનાર તમે નીંદ્રાથી જાગો કે,
મહાસુખરામભાઇને તેલ સંચારો કે,
સરપો સોનાનો ઘડાવો ત્રાક લોઢાની. ટેક.

---

## નં. ૬૭.

ખોળા પુજે ખોળા પુજે વરની માતા, જેમ ખોળા પુજાતા હોય,
ફુળ દેજે ફુળ દેજે લાડકડા જેમ ફુળ વેંચાતા હોય;
દ્રવ્ય દેજે દ્રવ્ય દેજો લાડકડા જેમ દ્રવ્ય દેવાતા હોય,
રૂત દેજે રૂત દેજે લાડકડા, જેમ રૂત વેચાતું હોય.
ગોળ દેજે ગોળ દેજે લાડકડા જેમ ગોળ વેંચાતા હોય,
લાડુ દેજે. લાડુ દેજે લાડકડા જેમ લાડુ વેંચાતા હોય;
ખાજા દેજે ખાજા દેજે લાડકડા, જેમ ખાજા દેવાતા હોય,
પાપડ દેજે પાપડ દેજે લાડકડા જેમ પાપડ વેંચાતા હોય.
મીઠું દેજે મીઠું દેજે લાડકડા જેમ મીઠુ વેચાતું હોય,
જીરૂ દેજે જીરૂ દેજે લાડકડા જેમ જીરૂ વેંચાતું હોય;

---

## નં. ૬૮.

( ઉકરડી વખતે ગાવાનું )

ઉંચી તે ભરીરે [1]સજાઈ ત્યાં કણુ પોઢેરે મહાસુખરામભાઈ,
ત્યાં કણુ પાસે રંભા વહુ ડાહીરે, જાણે શું ખાશું ખારેક ટોપરૂં
વેણું વાયુ ને જાગ્યાં છોકરાં ઉંચી મેડી તે ભરી તે સજાઈ,
ત્યાંકણુ પોઢેરે પોપટલાલભાઇ ત્યાં કણુ થાશે ગલાલ વહુ ડાહીરે,
જાણે જાસું ખાશું મીઠાઈ માટલી, વેણું વાયુ ને લાગી લાકડી,
ઉંચી મેડીને ભરીરે સજાઈ ત્યાં કણુ પોઢેરે મગનલાલભાઈ.
ત્યાં કણુ જાસે ઝમકુ વહુ ડાહીરે.
જાણે જાસુ ખાશું મીઠાઇ ગાંઠીયા વાણું વાયું ને ભાગ્યાં ટાંટીયા.



## નં. ૬૯.

ચારે જમાઈ [2]હાલરે જોડયા ઓલ્યો વજેરામ પડયો પાટે
રાજનાં બીડલા લીધો,
લાવો રંભાબાઈ નાગલાંરે, છોડાવીયે તમારો તમારો કંથરે–
રાજના.
નાગલા મારા લાખનારે ઓલ્યો વજેરામ ડાબી કાખનો–
રાજના.

---

૧ સજ, ૨ હાલરે ખળામાં બાજરો છુટો પાડતાં બળદને ગોળ ચકર ફેરવવામાં આવે છે તે.

ચારે જમાઇ જોડીયા હાલરે ઓલ્યો કરસનજી પડયો પાટરે—
રાજના૦
લાવો સરસ્વતી બાઈ નાગલાંરે છોડાવીયે તમારો કંથરે
રાજના૦
નાગલા મારા લાખનારે, ઓલ્યો કરસનજી ડાબી કાખનોરે
રાજના૦
ચારે જમાઇ જોડયા હાલરેરે. ઓલ્યો છોટાલાલ પડયો પાટરે
રાજના૦
લાવો મણીબાઈ નાગલારે છોડાવીયે તમારો કંથરે,
નાગલા મારા લાખનારે ઓલ્યો છોટાલાલ ડાબી કાંખનો.
રાજના.
ચારે જમાઈ જોડયા હાલરેરે ઓલ્યો કલ્યાણજી પડ્યો પાટરે
રાજના૦
લાવો ભાગીરથી બાઈ નાગલારે છોડાવીયે તમારો કંથ
રાજના૦
નાગલા મારા લાખનારે ઓલ્યો કલ્યાણજી ડાબી કાંખનોરે
ટેક. રાજના૦



નં. ૭૦

જુનાં ઘર ઉખેડીયા—બે નારીચેરી.
માંડ્યા નવલા જાગ—બે નારીચેરી.

મોરબી ગામને ગોંદરે–બે નારીયેરી.
ઘરડા બળધ વેચાય–બે નારીયેરી.
જઈ હેમચંદભાઈ સાટવે–બે નાળીયેરી.
મોંઘી વહુ કે એનો બાપ–બે નાળીયેરી.
બાપ બાપ કરતા નીસર્યા–બે નાળીયેરી.
બાપે શીંગડ ફેરવ્યાં–બે નાળીયેરી.
ભાંગ્યા હડબા હોઠ–બે નાળીયેરી.
બાપ બાપ કરતા નીસર્યા–બે નાળીયેરી.
એક [1]ઘર દેજે એના બાપ–બે નાળીયેરી.
જુનાં ઘર ઉખેર્યાં–બે નાળીયેરી.
માંડ્યા નવલા જાગ–બે નાળીયેરી.
મોરબી ગામને ગોંદરે–બે નાળીયેરી
ઘરડી ભેંસ વેચાય–બે નાળીયેરી.
જઈ હેમચંદભાઈ સાટવે–બે નાળીયેરી.
મોંઘી વહુ કે એની માય–બે નાળીયેરી.
મા મા કરતા નીસર્યા–બે નાળીયેરી.
માયે શીંગડ ફેરવ્યાં–બે નાળીયેરી.
ભાંગ્યા હડબા હોઠ–બે નાળીયેરી.
મા મા કરતા નીસર્યા–બે નાળીયેરી.
એકવેતર દેજે એની માય–બે નાળીયેરી.

---

૧ વરસ.

માથે શીંગડ ફેરવ્યાં–એ નાળીયેરી.
લીપ્યું ગુંપ્યું આંગણું–એ નાળીયેરી.
મીંદડે મેલા રેલ–એ નાળીયેરી.
મોંઘી વહુવે ચોખા છાંટયા–એ નાળીયેરી.
કસ્તુર વહુ નાંખે તેલ–એ નાળીયેરી.
નાખતાં નાખતાં સુઘીયું–એ નાળીયેરી.
જાણ્યું ધર્યુંરે ધુપેલ–એ નાળીયેરી.
ધુપેલ નહિરે બાપડી–એ નાળીયેરી.
મીંદડે મેલીરે રેલ–એ નાળીયેરી.
લીપ્યું ગુંપ્યું આંગણું–એ નાળીયેરી.
કુતરે મેલી લીંડ–એ નાળીયેરી.
જડી વહુવે રંગ્યા દાંત–એ નાળીયેરી.
ગલાલ વહુવે મેલી મીંડ–એ નાળીયેરી.
મેલતાં મેલતાં ચાખ્યું–એ નાળીયેરી.
જાણ્યું તલવટ પીંડ–એ નાળીયેરી.
તલવટ નહીંરે બાપડી–એ નાળીયેરી.
કુતરે મેલી લીંડ–એ નાળીયેરી.

---

નં. ૭૧.

( ઉકરડી વખતે )

પીત્તળ લોટા જળે ભર્યારે, દાતણ કરોને ભાણેજ;
લાલપિયારો ભાણેજડો

દાતણુ નહીં કરી એકલા, દાતણુ કરીશું મામી ભાણેજ.
લાલપીયારો ભાણેજડો
ત્રાંબા કુંડી તે જળે ભરીરે, નાવણુ કરોરે ભાણેજ.
લાલપીયારો ભાણેજડો
નાવણુ નહીં કરી એકલાં, કરશું મામી ભાણેજ.
લાલપીયારો ભાણેજડો
ચલાણે ચોર્યા ચુરમા, ભોજન કરોરે ભાણેજ.
લાલપીયારો ભાણેજડો
ભોજન નહીં કરી એકલાં, ભોજન કરશું મામી ભાણેજ.
લાલપીયારો ભાણેજડો
એલચી મુખવાસ કરોરે ભાણેજ, લાલ૦
ઢીંચણુ સમોરે ઢોલીયો, પોઢણુ કરોરે ભાણેજ; લાલ૦
પોઢણુ નહીં કરી એકલા, પોઢણુ કરશું માંમી ભાણેજ. લા૦
મેડીયે મોજડીર ચમચમે, ભાગો મારા વાલા ભાણેજ. લા૦
મામી માથેરે ગોદડાં, ભાણેજ માથે છે ખાટલા. લાલા૦
મામી ભાગી છે [1]સીડીયે, ભાણેજ ઠેકેછે વાડ. લાલ૦

---

૭૨

( પાટેથી ઉતારતી વખતે. )

કાકા મામા ઓરેરા પધારો,

---

૧ પગ કેડા.

મહાસુખરામ ભાઇને પાટેથી ઉતારો;
જાણ્યું કાકો દેશેરે વરઘોડો,
તેતો મારે મગનલાલ ભાઇને થોડો.
કાકા મામા ઓરેરા પધારો,
મહાસુખરામ ભાઇને પાટેથી ઉતારો;
જાણ્યું મામા દેશેરે ઘોડો,
મામે છોડ્યો માથાનો અંબોડો. ટેક કાકા મામા.

---

## નં. ૭૩.

( માંમેરા વખતે )

આઇરે સાવરે સોનાનો મારો દીવડો,
એને દીવડીયે રંગ રૂપાનાં મોર. સોવન દાંડીનો દીવડો
આઇરે દીવડો મેલાવો મોટે માંડવેરે,
ત્યાંકણુ બેસસે મારો દેરને જેઠ. સોવન દાંડીનો દીવડો
નણદી [1]મચરકો બોલીયાંરે,
ભાભી ન આવ્યો તારો લોભી વીર. સોવન દાંડીનો દીવડો
આઇરે કસુરે છુટીને વેણુ મોકરીં,
મારે હૈડેરે કાંઇ ઉતર્યો તંબોળ. સોવન દાંડીનો દીવડો
આઇરે સાવરે સોનાનો મારો દીવડોરે,

---

૧ કટાક્ષ.

એને દીવડીયેરે રંગ રૂપાના મોર. સોવન દાંડીનો દીવડો
બાઈરે દીવડીયો મેલો મોટે માંડવે ત્યાંકણુ બેહુસેરે,
મારૂં સઘળું કુટુંબ. સોવન દાંડીનો દીવડોરે
દેર વધામણી લાવ્યા ત્યારે,
ભાભી આવ્યારે તારી માંડી જાયો વીર. સોવન દાંડીનો૦
બાઈરે કસુંરે બાંધીને વેણું ઠાંસીયા,
જીરે મારે હૈડે હરખ ન માય. ટેક સોવન દાંડીનો૦

---

## નં. ૭૪.

[1]પાળે આંબલીયો રોપાવોરે, જેઠાણી જોઉંરે માંડીજાયાની વાટ
રણુલામાં ઉડે ઝીણી ખેપુરે, જેઠાણી વેલડીયુ ધડીકી
ઝળકયા [2]ધોરીનાં સીંગરે, જેઠાણી ઝળુક્યાં વેલુના માંફા
ઝબકી કુમકીયારી રાસુંરે, જેઠાણી, ઝમકીયો માંમેરાનો મોડીયો
ઝબકી વીરાજીની [3]મોરૂરે, જેઠાણી ઝમકીયો ભાભીજીનો ચુડલો
આવતાને વીરે મારે સીમું શણુગારીયું, સીમુંના ગોવાળ શણુગારીયા
આવતે ને વીરે મારે વાડીયુ શણુગારીયુ, વાડીના માલીડાં શણુગારીયા
આવતે ને વીરે મારે સરોવર શણુગાર્યા સરોવરની પાણીયારીયું શણુગારીયું

---

૧ તળાવની પાળ ઉપર આંબો. ૨ બળદ. ૩ પાઘડી.

આવતાને વીરે મારે ઝાંપા શણગાર્યા, ઝાંપાના ઢેલીડા શણગાર્યા
આવતાને વીરે મારે બજાર શણગારી, બજારના વેપારી શણગાર્યા
આવતેને વીરે મારે શૅરીયુ શણગારી, શૅરીની સૈયર શણગારી
આવતેને વીરે મારે [1]ટોડા શણગાર્યા, ટોડાના તોરણ શણગાર્યા
આવતે ને વીરે મારે માંડવો શણગાર્યો માંડવાના સાજન શણગાર્યા
આવતેને વીરે મારે બેની શણગારી, બેનીના છોરૂ શણગાર્યા
--ટેક.

---

## નં. ૭૫

સ્વામી મોરા ચોખા મંગાવોને કંકુડે પીલાવો,
માંમેરથી વીરને તેડાવીયે;
સ્વામી મોરા સસરોજી આવ્યાને સાસુજી આવ્યા,
મારા મૈયરનું કોઈ ન આયુ.
ગોરી તારા મૈયરની વાટે ડુંગર ઘણેરા,
તે માટે કોઈ ન આવ્યું;

---

૧ ટોલ્લા.

સ્વામી મોરા ડુંગર કોરાવીને મારગ બંધાવો,
માંમેરથી વીરને તેડાવીયે;
સ્વામી મોરા જેઠજી આવ્યાને જેઠાણી આવ્યાં,
મારા મૈયરનુ કોઈ ન આવ્યું;
ગોરી તારા મૈયરની વાટે સમુદ્ર ઘણા,
તે માટે કોઈ ન આવ્યું.
સ્વામી મોરા હાથીડા મંગાવોને સમુદ્ર સોસાવો,
માંમેરથી વીરને તેડાવા;
સ્વામી મોરા દીયરજી આવ્યાને દેરાણી આવીયાં,
મારા મૈયરનું કોઇ ન આવ્યું.
ગોરી તારા મૈયરની વાટે વેરી ઘણા,
તે માટે કોઈ ન આવીયું;
સ્વામી મોરા વેરી મનાવોને,
માંમેરથી વીરને તેડાવો. ટેક.

---

નં. ૭૬.

કયા ગામનાં મામેરલા, કયા ગામનાં માંમેરા જાય;
હંસલા પરનોરે મોરલો.
મોરબી ગામનારે મામેરલા, વાંકાનેર ગામ જાય
હંસલા પરનોરે મોરલો.
કીયા ભાણેજનાં મામેરલા, કઇ બાઈ બેનીના વીર

ઉમ્યાશંકર ભાઈ ભાણેજના માંમેરલા, નર્મદા બાઈ
બેનીનો વીર
હંસલા પરનોરે મોરલો
ચુલે ચોખારે ઓરીયા, [1]આગમણમાં કઢેલા દુધ
હંસલા પરનોરે મોરલો
ઘી તાવુંરે [2]જોતું તણું, જમે મારો માડીજાયો વીર
હંસલા પરનો મોરલો—ટેક.

---

## નં. ૭૭

( વર પરણવા જતી વખતે )

હારે મોરબી ગામને ગોંદરે રચ્યો છે સોનાનો થંભ,
તેને ઓઠીકણે બેઠા મુરશંકર વેવાઇ જુવેછે જાનુની વાટ
કોણું ઘોડલે કોણુ હાથીડે, કોણુ રસતે તેજીનો અસવાર,
દેર ઘોડેરે જેઠ હાથીયે, સસરોજી તેજીનો તો ખાર;
વરરાજા બેઠા રતન પાલખીએ ચોસે ચમરો ઢરે.

---

## નં. ૭૮.

ચીતરાળી પાલખડી વરરાજા નવેનગર જાય
આપેને ઉતરીયો વીરો મારો કસુંબીને હાટ,

---

૧ ચુલાનો આગલો ભાગ.

ચુંદડીયું વહોરે વીરો મારો મણીવઉને કાજ;
લાલ રંગીલો છેલ છબીલો કસ્તુરીનો ભીનો
વીરો મારો પરણવાને જાય.
ચીતરાળી પાલખડી વરરાજા નવેનગર જાય,
આપેને ઉતરીયો વીરો મારો સોનીડાને હાટ.
ઝુમડલા વહોરાવે વીરો મારો મણીવઉને કાજ,
લાલ રંગીલો છેલ છબીલો કસ્તુરીનો ભીનો;
વીરો મારો પરણવાને જાય,
ચીતરાળી પાલખડી વરરાજા નવેનગર જાય,
આપેને ઉતરીયોરે વીરો મારો મણીવઉને કાજ;
લાલ રંગીલો છેલછબીલો કસ્તુરીનો ભીનો;
વીરો મારો પરણવાને જાય.

---

નં. ૭૯.

કાંરે કેસરીઆ લાડા મન હસેરે,
તમારી જાને કોણ કોણ[1] સોંઢસેરે;
તમારી જાને મોહનલાલભાઈ સોંઢસેરે,
જેશંકરભાઈ જાને સોંઢીયારે.
દેશે દેશે હાથીડાના દાન, તમારી જાન રૂડી શોભસેરે;
તમારી જાને કોણુ કોણુ સોંઢસેરે,

---

૧ સોમેલ થશે.

કાંરે કેશરીયા લાડા મન હસેરે.
તમારી જાને કોણ કોણ સોંઢસેરે,
તમારી જાને ત્રીભોવનભાઈના શીશરે;
કાનજીભાઈ જાને સોંઢીયારે,
દેશે દેશે રૂપીયાનાં દાન, તમારી જાન રૂડી દીશસેરે.

---

નં. ૮૦

ઉજળાં મોતીને નીરમળાં નીરરે,
હું તમને પુછું મારા મોહનલાલભાઈ વીરરે;
આવડી તે વાર વીરા કયાં તમને લાગીરે.
સોનીડાને હાટ ઘોડો ટકીને ઉભોરે,
ઝુમણુલા વરસાવેરે, વીરા મણી વઉને કાજ.
ઉજળાં મોતીને નીરમળાં નીરરે,
હું તમને પુછું મારા મોહનલાલભાઈ વીરરે.
આવડી તે વાર વીરા કયાં તમને લાગી,
કસુંબીને હાટે ઘોડા ટકીને ઉભો;
ચુંદડીયું વરસાવો વીરા મણી વઉને કાજ—ટેક

---

નં. ૮૧.

વાગ્યા વાગ્યા જાગીના ઢોલ,
શરણાયું વાગેરે વાલીડા તારી જાનમાંરે;

ખોળામાં બેસારી દાદેજીએ વરને પુછીયુંરે,
શ્યાં શ્યાં કરીયાણા મોભીડે વીર વોરીયારે,
વોરી વોરી જાવંત્રી માંડવેથી વોરી કુંવર વેલ માંરે—ટેક.

---

નં. ૮૨

( પ્રભાતી )

તમે જાગો રાણાં રાજીયા, સુતા જાગોરે રાધાવઉના કંથ;
સવારૂરે રળીયામણા તમ આગર બ્રાહ્મણ વેદ ભણે.
પછવાડે આવે ચારણ ભાટ, સવારારે રળીમણા;
ચારણ ભાટને આલો મસરૂ મોળીયું.
બ્રામણને રૂડા ગવરીનાં દાન, સવારારે રળીયામણાં;
તમે જાગો ગોલા જાગો ચામઠા, ચોંટયા જાગોરે કાંતાબાઇનાં કંથ
સવારારે બીવરામણાં, તમારેરે આગળ કુતરા ડાઉ ડાઉ.
પછવાડેરે ભુંકે ગધા સવાઈ, સવારારે બીવરામણાં;
તારા કુતરાને નાખું કટકો, ગધાને રૂડી ઘોકા સવાઈ—ટેક

---

નં. ૮૩

વેણુલાં વાયારે સુરજ ભલે ઉગ્યો,
તમ મુખ સુનાંરે મહાસુખરામભાઇ દાતણ વીનાં;
દાતણીયો તેડાવોરે વર કાન્તાબા તણો,
જાનમાં દાતણ કેશવલાલ જમાઈ નાંખશે.

દાતણીયાને આલો દોઢ બદામ રોકડી,
તેનીરે ઘડાવો કાન્તાબાને ત્રોટી;
ત્રોટી પેરીને એની માંડવ માલે,
તમ મુખ સુનારે વરરાજા નાવણુ વીના.
પખાલી તેડાવોરે વર કાન્તાબા તણો—ટેક

---

## નં. ૮૪.

પોઢયા જાગોરે રાણી રાંદલમાનાં કંથકે—વેણુલા ભલે વાયારે
સુરજ ઉગોરે કેવડીયાની ફ્ડસેકે ,,
લેજો લેજો દાતણુ ને [1]ઝારીકે ,,
મેલજો મેલજો તુલસીને કીયારેકે ,,
મુખ લુજોરે પામડીયુંને છેડેરેકે ,,
લેજો લેજો શ્રીરામના નામકે ,,
દેજો દેજો ગવરીનાં દાનકે ,,
સુરજ ઉગ્યો કેવડીયાની ફ્ડસેકે ,,
પોઢયા જાગો નાની વઉના કંથ ,,
લેજો લેજો ઝારીકે દાતણુકે ,,
મેલજો મેલજો તુલસીને કીયારેકે ,,
મુખ લુજોરે [2]પામડીને છેડેકે ,,
લેજો લેજો શ્રી રામનાં નામકે ,,

---

૧ કરવો નળીવાળો લોટા. ૨ સુસ્ત થઇ સુતેલા

હેજો દેજો ગવરીનાં દાનકે ,,
સુરજ ઉગ્યો આકડીયાની ફુડસેકે ,,
વોરયા જાગોરે ચંચળબાઈના કંથકે ,,
લેજો લેજો દાતણુને ઝારીકે ,,
મેલજો મેલજો પીપળને થડેકે ,,
મુખ લુજો ધાબરાને છેડેકે ,,
લેજો લેજોરે અલાબલાનાં નામકે ,,
દાન દેજોરે કુતામીનાનાં દાનકે ,,
સુરજ ઉગ્યો કેવડીયાની ફુડસેકે ,,



નં. ૮૫

પાટણુનાં પટરાણુા, બાઈ સીરોઈનાં સલાટરે;
ઓરસીયો ઘડી લાવો આરસ પાણુનોરે,
ઇને ઓરશીયે મારે સવામણુ સુખડ,
અધમણુ કેશર ઉતરેરે.
એવાને હોસીમાંરે મકનજીભાઇના કુંવરરે,
નતની પુજા કુબેરનાથ મોકલેરે;
પાટણુનાં પટરાણુાબાઈ સીરોઇનાં સલાટરે,
ઓરસીયો ઘડી લાવો આરસ પાણુનો.
ઇને ઓરસીયે મારે સવામણુ સુખડ,
અધમણુ કેશર ઉતરે;

એવાંને હાંસીમારે પ્રાણુજીવનભાઈનાં કુંવરરે,
નતની પૂજારે રફાળેશ્વર મોકલેરે-ટેક. પાટણુ જઈ૦



નં. ૮૬.

શ્રી પ્રભાતે શ્રી કૃષ્ણુને સમરીયે,
લેજો લેજો ચારે દેવનાં નામ, નમો નમો નારાયણુ;
કાસીમાં શ્રી વીશ્વનાથને સમરીયે.
દ્વારકામાં રણુછોડરાય, દેવહર નમો નમો નારાયણુ;
જંગલમાં જડેશ્વરને સમરીયે, મોરબીમાં કુબેરનાથ દેવ.
હર નમો નમો નારાયણુ.
શ્રી પ્રભાતે શ્રી કૃષ્ણુને સમરીયે,
લેજો લેજો ચારે દેવનાં નામ. નમો૦ ટેક
મેડીયેથી જીવણુલાલભાઇ સમરીયે,
ઓરડીયેથી મગનલાલભાઈ સમરીયે;
પાટસાળેથી બાલુભાઈ સમરીયે,
માંડવેથી પ્રાણુજીવનભાઇ સમરીયે.
હર નમો નમો નારાયણુ-ટેક.



નં. ૮૭.

ઉઠોને ગોરી વીછળોને ગોળી, મઈડા વલોવો બાઇ જોતું તણુ:
મઇડા વલોવે મારે કાનુડા દેવની માઊરે,

જેની કુખે મારે કાનુડાદેવ જનમીયારે,
કાન કુંવર જનમીયા ત્યારે વાસુદેવ કુળ દીવોરે,
સુભદ્રાબાઇનો વીરો સદાએ સોહામણો;
ઉઠોને ગોરી વીછરોને ગોળી, મઇડા વલોવો જોટું તણાં.
મઇડા વલોવે મારે હરીલાલભાઇની માડીરે,
જેની કુંખેરે મારે હરીલાલભાઈ જનમીયાં;
હરીલાલભાઈ જનમીયારે પ્રાણજીવનભાઈ કુળદીવોરે,
મણીબાઇનો વીરો સદાએ સોહામણો-ટેક

---

## નં. ૮૮.

રાણી પ્રભાતીને પોર કૌશલ્યાએ દાતણ માગ્યાંરે,
માંગ્યા એકને બીજલીવાર, સીતાજીએ શબ્દ ન સાંભળ્યાં;
સોનાનાં પીયાલા છે હાથ, મેડીયેથી રામચંદ્ર ઉતર્યા.
મારા નાનેરા લખમણ વીર, ગંગાને કાંઠે ઘર ચણો;
ત્યાંકણ મોકલાવો સીતાજી નાર, માતા વચન કેમ લોપીયાં.
સ્વામી શોરે અમારો વાંક, શીયેરે અવગણે અમને મોકલો;
તમો ગોરી હૈડાકેરો હાર, માથાં કેરી મોરૂં માતા વચન કેમ
લોપીયાં તેને અવગણે તમને મોકલ્યાં.
રાણી પ્રભાતેને પોર ઉજમ વવે, દાતણ માગ્યાં માગ્થાં એકને;
બીજલીવાર મોટી વઉવે શબ્દનો સાંભળ્યા,
પીતળનાં પીયાલા છે હાથ, મેઠીએથી મગનલાલભાઈ ઉતર્યા.

મારા નાનેરા નરસીભાઇ વીર, ગંગાને કાંઠે ઘર કરો ત્યાંકણું;
મોકલાવો મોટી વઉ નાર, માતા વચન કેમ લોપીયાંરે.
સ્વામી શો અમારો વાંક સારે, અવગણે અમને મોકલો;
ગોરી તમે મારે હૈડા કેરો હાર, માથા કેરી મોરૂં માતા
કેરા વચન કેમ લોપીયાં-ટેક.



નં. ૮૯.

( પ્રભાતીયું. )

ધોરીશી કોડીને ચીતરીયાં પલાણુરે,
ઘંટવાગેને ઘુઘરા રણુઝણે;
હું તમને પુછુંરે ઇશ્વરજી વણુઝારા,
કવણુલે મારગડે વીરા તમે ચાલીયા.
ધરમ મારગડે બેની અમે ચાલીયા.
ગંગા ઉતર્યાને જમના ઉતરશું,
ધરમ મારગડે બેની અમો ચાલીયારે;
હાટ શેરી રૂંધી મારા ઇશ્વરજી વણુઝારા,
બજારૂં રૂંધી વીર તમારે હાથીડે
ઓરડીયાને રૂંધ્યારે મારી પારવતી,
વણુઝારા પટસાળો રૂંધી વઉ તારે છોરૂડે;
ધોરીશી કોડીને ચીતરીયાં પલાણુરે,
ઘંટ વાગેને ઘુઘરી રણુઝણે.

હું તમને પુછું રે મારે નરસીંરામભાઈ વણઝારારે,
કવણુરે મારગ વીર તમો ચાલીયા;
ગંગા ઉતર્યાં ને જમના ઉતરશું,
ધરમ મારગડે બેની અમે ચાલીયા.
હાટ શેરી રૂંધી મારા નરસીંરામભાઈ વણઝારારે,
બજારૂંરે રૂંધી વીર તારે ઘોડલે;
ઓરડીયાને રૂંધ્યા મારી નાનીવઉ વણઝારા,
પટસારૂં રૂંધી વઉ તારે છોરૂડે-ટેક.



નં. ૯૦

( વરનું સામૈયું કરતી વખતે.

સામૈયા સણગારી સામા મેલોરે-મોતીલાલભાઈ દાદા,
મયાકુંવરનો વર ઉતર્યા વાડીયેરે;
મોસાળ મોંઘીનો વર ઉતર્યા વાડીયેરે,
પીયર પુરીનો વર ઉતર્યા વાડીયેરે.
હાથીડા શણગારી સામા મેલોરે ભાઇશંકરભાઈદાદા,
મયાકુંવરનો વર ઉતર્યા વાડીયે;
ઘોડાવેલુ સામીયું મેલો મોહનલાલભાઈ વીરા,
મયાકુંવર બાઇનો વર ઉતર્યા વાડીયેરે-ટેક.

---

નં. ૯૧.

રૂડા રાઇ વરરે મયાકુંવર બાઈ વરરે,

તારી માંને કીંયા મેલી આવ્યોરે ઇતો ઓરડીએ વરગાડીરે;
ઓરડા ખાસે મોટી થાસે રૂડા રાઈ વરરે,
મયાકુંવર બાઈ વરરે.
તારા કાકાને કીંયા મેલી આવ્યોરે,
એને તો કેરડીયે વળગાડીરે;
કેરડા ખાસે મોટી થાસે રૂડા રાઈ વરરે મયાકુંવરબાઇ વરરે.

---

## નં. ૯૨

જાનું આવે જાનું આવે જીજી કેટલેક આવે,
મયાકુંવર બાઈની જાનરે ઓનીનો વર ભલે આવ્યો જી જી;
હાથીડા હજાર લઈ આવ્યો,
ઘોડલા લાખ પાંચલાખ લઇ આવ્યો.
એની વેલુનો નહિ સંખ્યા પારરે,
ઓનીનો વર ભલે આવ્યા જી જી;
હાથીડા શેરીએ બંધાવો, ઘોડલા ઘોડારે બંધાવો.
એની વેલું છોડાવો ઝાંપા બહારરે,
ઓનીનો વર ભલે આવ્યા જી જી;
એના ગોધાને પાઓ ઘીની નારૂંરે,
ઓનીનો વર ભલે આવ્યા જી જી.
કાંબી કડલાંરે કાંસા કુટનાં લાવ્યો,
ચીર માળારે રાણા માંગી લાવ્યો;

એની ચુંદડીનો હોય મોળો રંગ,
લાડાનાં બાપને તાંણી બાંધો જી જી-ટેક.

---

નં. ૯૩.

જાને કોણુ કોણુ આવ્યું-કેસવ જાનીરે
જાને મયાશકર આવ્યા-કેસવ જાનીરે
મયાશંકર પાછા વાળો-કેસવ જાનીરે
જાન માન પામે-કેસવ જાનીરે
જાને કોણુ કોણુ આવ્યું-કેસવ જાનીરે
જાને જેસંકર આવ્યા-કેસવ જાનીરે
જેશંકર પાછો વાળો-કેસવ જાનીરે
જાન માન પામે-કેસવ જાનીરે
જાને કોણુ કોણુ આવ્યું-કેસવ જાનીરે
જાને મોતીલાલ આવ્યો-કેસવ જાનીરે
મોતીલાલ પાછો વાળો-કેસવ જાનીરે
જાન માન પામે-કેસર જાનીરે

---

નં. ૯૪.

આઠસો કળસીયાને નવસેં ઝારીયુ,
એવા મારે રાયવરનાં સામેયાંરે કેસર ભીનીરે જાનું આવેરે;

મયાકુંવરબાઈ દાદાજીને વીનવે,
દાદા મોરા સામૈયા શણગારોરે કેસર ભીનીરે જાનું આવેરે.

---

## નં. ૯૫.

( સામૈયા વખતે. )

ક્યા ગામનો ઉમૈયો આવ્યો *રાયજાદો—મોહન વાજાં વાગીયાં—ટેક.

કાંબી કડલાને લંઘર લાવ્યો રાયજાદો—મોહન૦
નહીંતર પાદરથી પાછો વાળે રાયજાદો—મોહન૦
મોરબી ગામનો ઉમૈયો આવ્યો રાયજાદો—મોહન૦
કાંબીને કડલાંને લંઘર લાવ્યો રાયજાદો—મોહન૦

---

## નં. ૯૬

એક ખેડેલા ખેતરની ખીજડી વાપરીરે,
એક તેનોરે ઘડાવો માણેકથંભ વનમાળીએ ઘેયો માંડવો;
મારે મોતીલાલભાઈ વેપારીયાની પરણેરે બેટડી,
ઓલા જેશંકર હર ખેડુની આવે છે જાન.
વનમાળીએ ઘેર્યો માંડવો—ટેક.

---

* રાજાનો શાહજાદો.

## નં. ૯૭.

કલવા (ચલવા) વખતનું ગાણું.

તુંતો જમરે વાલીડા વીર કલવોરે,
તમારી સાસુ તો પીરસે રે;
ઓલી સુઘરીનો શંઘેલરે તમો જમોરે—ટેક.

( આ ઠેકાણે કેટલાક ફૂટાણાં ગવાય છે તે આંહી અમરી· યાદાવાળાં લીધાં નથી. )

---

## નં. ૯૮.

( વર તોરણે આવે તે વખતનાં. )

નહિં નમેરે મોટાનાં છોરૂ નહિં નમે
અનમ્ય છેરે અનમ્ય છે મોટાનાં છોરૂ નહિં નમે-નહિં
તમેં નમોરે તમે નમો છોટાના છોરૂ તમે નમો-નહિં
નહિ નમેરે નહિ નમે નાણાંનો બળીયો નહિં નમે-નહિં
નહિં નમેરે નહિં નમેરે ભાયુનો બેલી નહિ નમે-નહિં
તમેં નમોરે તમેં નમો વેવાયો નાના તમેં નમો-નહિ ટેક.

---

## નં. ૯૯.

ત્રીકમ તોરણુ રામ પધાર્યા, લેરે પનોતી પેલું પોખણું,
પોંખતાંરે વરની ભ્રમર ફૂરકી, આંખલડી રતનાં જડી.

રવાયે વર પોંખે પનોતાં, સવાયો ગોરી સોહામણો;
ધોંસરે વર પોંખ પનોતી, ધોંસરૂં ધોરી સોહામણું.-ટેક.

## નં. ૧૦૦.

ઘોરૂડી ધારે ઘોડલા ઘણુારે-તમ વર આવેરે,
ગોરા ચતુરાબાઇ તો માનો, મેડીએ ચડી વર જોજોરે;
અધ ઘડી ખમજેરે,
ઓલા વેવાણુ જાયા-માડી જાયાં-કરે છે શણુગારરે.
માડીના જાયારે મારે ચતુરાબાઇ વેવાણુનો જાયોરે,
ઓલો પ્રેમચંદ જમાઇ,
અધ ઘડી ખંમજેરે ઓલા વેવાણુ જાયા;
માડી જાયાં કરે છે શણુગાર,

---

## નં. ૧૦૧.

તું તો મોકલ વેવાણુ પાલખડી,
બેશી આવે છે વરજીની મા લખમી;
આવે આવેરે વાસુદેવનોનંદ,
પુનમ કેરોચં, દીવા કેરી જોત.
વરરાજા આવ્યે અજવાળારે,
ભાઇ ભાઇરે અજવાળાંરે;
તું તો મોકલ વેવણુ હાથીડા,
બેશી આવે વરજીના સાથીડા.

આવે આવેરે વાસુદેવનો નંદ,
પુનમ કેરો ચંદ, દીવા કેરી જોત;
ભાઇ ભાઈરે અજવાળાંરે,
તું તો મોકલ વેવાણુ વાટકડો.
તારે તોરણુ આવે છે લાડકડો,
તું તો મોકલ વેવાણુ સોપારી;
તારે તોરણુ આવે છે વેપારી,
તું તો મોકલ વેવાણુ કળશીયો,
તારે તોરણુ આવે છે ગરાશીયો,
આવે આવેરે વાસુદેવનો નંદ,
પુનમ કેરો ચંદ. દીવા કેરી જ્યોત—
વીવા કેરી વરધ—ભાઇ ભાઈરે અજવાળાંરે.

---

## નં. ૧૦૨

( માયરા, ચૉરી તથા હસ્તમેળાપ વખતે ગાવાનું)

બહાર પધારો સોરંગ સુંદરી આગણે અલબેલો ઉભા રહ્યા,
હું કેમ આવું અચ્છા હો લાડડા અમને અમારો દાદો દેખશે;
તમારા દાદાને દેશ દેવરાવશું, એક દક્ષીણ બીજો મારવાડ.
બહાર પધારો સોરંગ સુંદરી, આંગણે અલબેલો ઉભા રહ્યા.
હું કેમ આવું અચ્છા હોલાડડા, અમને અમારી માતા દેખશેરે.
તમારી માતાને રીત જ દેશું; પછી કુંવારી કન્યા પરણશું;

પછી મોટાનો માંડવ મ્હાલશું બહાર પધારો સોરંગ સુંદરી
આંગણે અલબેલો ઉભા રહ્યા,
હું કેમ આવું અચ્છા હો લાડડા અમને અમારા વીરાજી દેખશે
તમારા વીરાને રીતજ દેશું, પછી કુંવારી કન્યા પરણશું.
પછી કુંવારી કન્યા પરણશુ, બહાર પધારો સોરંગ સુંદરી આંગણે
અલબેલો ઉભા રહ્યા.

---

## નં. ૧૦૩

કુમકુમ કંકણુને વચે ચુડીરે.
લાડડા પાસે લાડી લાગે છે રૂડીરે;
કાંરે લાડી શ્યાં શ્યાં તપ કીધાંરે,
કાશીમાં વિશ્વનાથ પુજવાને ગીઆતાંરે,
તેનેરે તપે સસરો શીવશંકરભાઇ પામ્યા,
કુમકુમ કંકણુને વચે ચુડીરે લાડડા પાસે
લાડી લાગે રૂડી રે,
કોને લાડી શ્યાં શ્યાં તપ કીધાં જે,
પાલીતાણે પારસનાથ પુજવા ગયાં ત્યારે.
તેને તપે પ્રાણજીવન ભાઈ વર પામ્યાંરે,
કુમ કુમ કંકણુને વચે ચુડીરે લાડડા પાસે;
લાડી લાગે છે રૂડી છેરે.
કોને લાડી શ્યાં શ્યાં તપ કીધારે,

મોરબીમાં કુબેરનાથ પુજવા ગીઆંતારે
તેને તપે ડાહ્યાલાલ દેર પામ્યારે;
કુમકુમ કંકણુને વચે ચુડીરે લાડડા
પાસે લાડી લાગે છે રૂડીરે,

—*—*—*—

નં. ૧૦૪.

દુધે ભરી તલાવડી મોતીડે બાંધી પાળ,
માધવ ધુવે ધોતીયાં, રૂક્ષ્મણી પાણીઆર;
હળવાં ધોજો માધવ ધોતીયાં, ભીંજશે મારાં ચીર,
અમ ઘેર દાદોજી રીસાળવા, માતાજી દેશે ગાળ
નહી તારો દાદો રીસાળવા, નહી માતાજી દીએ ગાળ
આપણ બેઉ મળી પરણશું, વૈશાખ મહીના માંય,
પેલું તે મંગળ વરતીયું, સખી સામો દીઓ વર રાજ;
કરમાતે લીલુ શું વખાણીએ ઉતર દીઓ વરરાજ,
લીલો તે પોપટ પાંજરે, લીલાં તે નાગરવેલ;
લીલી તે ચોરી ચોગણી, લીલા ચોરીના થંભ,
બીજું તે મંગળ વરતીયું સખી સામો દીઓ શ્રીરામ,
કરમાં તે પીળું સુંવખાણીએ, ઉતર દીઓ વરરાજ;
પીળાં પીતાંમ્બર ધોતીયાં, પીળી ચણાની દાળ,
પીળાં તે હળહર ગાંઠીયાં, પીળી કન્યાની *ઝાલ;

* સોનાનું કાનનું ઘરેણું.

ત્રીજુ તે મંગળ વરતીયું, સખી સામે ઘો શ્રીરામ,
કરમાં તે રાતું શું વખાણીયે ઉત્તર ઘો વર રાજ;
રાતા તે રવલા રવે ચડયા, રાતી તે ચોર મજીઠ,
રાતા વર રાજાના મોરીઆં, રાતા કન્યાના દાંત.
ચોથું મંગળ તે વરતીયું સખી સામે દીયે શ્રીરામ,
કરમાં તે ધોળું શું વખાણીએ ઉતર દીઓ વર રાજ.
ધોળા તે *ધમરા એડયા વખાણીએ, ધોળા તે ભાર કપાસ.
ધોળી તે પારેખની પાઘડી, ધોળી તે બગલાની પાંખ;
પાંચમું તે મંગળ વરતીયું, સખી સામે ઘો શ્રીરામ.
કરમાં તે કાળું શું વખાણીએ, ઉતર ઘો વર રાજ,
કાળાં તે હેમર હાથીઆ, કાળી તે કાજળ રેખ;
કાળાં કોયલડીના બચલાં કાળાં વરસે મેઘ,



નં. ૧૦૫.

આની કોરે ગંગા આની કોરે જમનારે,
વચમાં સરસ્વતી માતા નદી વેછે;
સોનાં દહુડીયોરે રૂપલાની ગેડીરે,
રામચંદ્ર રમવા સંચર્યા.
સોનલા એઢાણીરે રૂપલા ગાગરડીરે,
સીતાવેલ પાણી સાંચર્યાં;

* બળદ

કુડેને કપટે કાંકરી નાંખીરે,
આગર નંદવીરે સવા લાખની.
કોણુ રાયનો બેટડોરે કોણુ તમારૂં નામરે,
કઈ નગરીનો ગરાસીઓ;
કોણુ રાયની બેટડીરે, કોણુ તમારૂં નામરે;
પરણી કે બાળ કુંવારડી,
દશરથ રાજાનો બેટડોરે, રામચંદ્ર મારૂ નામરે;
અયોધ્યા નગરીનો ગરાશીયો,
જનકની બેટડીરે સીતા માંરૂ નામરે
હજુરે છું બાલ કુવારડીરે.
સાત સોપારીરે પાનના બીડારે,
લગન ધારી વેલા આવજો.
રામચંદ્ર સીતાવેલરે માયરે બેઠાં રામચંદ્ર
હૈડામાં હરખીયા.
બહુદાન દીધારે, બહુ પુન કીધારે;
કન્યા પામ્યા કાચ પુતળી.
રામચંદ્રને સીતાવેલરે ચોરીએ બેઠાંરે. સીતાવેલ
હઇડામાં હરખીયાં.
બહુ દાન દીધારે, બહુ પુન કીધારે;
વરરે પામ્યા વેવારીયો.

---

## નં. ૧૦૬.

શ્રી સત સ્વામીને વરણવું, ગણુપત ચરણે હું નમું;
શુદ્ધ બુદ્ધ અમને આપજોરે, રાજારામ સાથે રંગ રમ્યાં
વીધુત્રા નગરીનો ભીમકરાજા, તેની કુંવરી રૂક્ષમણી
વરૂં તે વર દીજીએ, ચીંતા તે થઈ છે ઘણી.
રૂખમયો કહે છે એના તાતને સીસુપાળ વરને દીજીએ.
એ કોક વેળા કામજ આવે, તો સગો સમરથ જોઇએ;
રૂકમણી કે છે એના તાતને સીસુપાળ વરને હું નહી વરૂ
એ દુવારકામાં જાદવરાય વૈષ્ણવ તે તણી બાંયે ગ્રહી
લગન લીધા ઉતાવળાં સીસુપાળને તેડાવીયો.
તમે જાવરે વિપ્ર શીસુપાળની જાન તેડી વેલા આવજો
વાજા વાગાં નાની વરઘનાં રૂખ -મયો ચાલી સામો ગયો
પાયદળ દીઠાં શીસુપાળને રૂપ મનમાં રૂખમયો હરખીઓ
જાનું ને ઉતારા દીજીએ સેવા તે જાનની કીજીએ
રૂખમણીએછાનોકાગળ મોકલ્યો લખીઆપ્યો વિપ્રને હાથમાં
તમે વેગે પધારો વિપ્ર દવારકા, જઇ જાણુ કરો જગદીશને

---

બ્રાહ્મણુરે દ્વારકા પોચ્યોરે જઈ કાગળીયો શ્રી કૃષ્ણુને સોપ્યો
કહોજી વિપ્ર કયાં થકી આવ્યા કાગળીયો શેનો લખી લાવ્યાં
કાગળ લખ્યો તમારી કન્યાયે રૂખમયો કરે છે અન્યાય
કાગળ લખ્યો તમારે નારી વાંચી જુવોને દેવ મોરારી

બ્રાહ્મણને તે માનજ દીજીએ પગ ધોઈ ચર્ણામૃત લીજીએ
બ્રાહ્મણને તો ભોજન દીજે પછે વાત ગોઠડી કીજે
બ્રાહ્મણને તો પોઢણુ કીજે પછે કાગળ વાંચીને લીજે
સ્વામી વેગલે ગરૂડ પલાણો દેશ દક્ષિણુ દૂરનો જાણો

---

શીસુપાળ આવ્યો લઈ જાશે, દેશોદેશમાં વાતો થાશે;
સ્વામી વેગલે ગરૂડે પલાણ્યા, દેશ દુર દક્ષીણુ ન જાણ્યાં;
આઇ અંબાજી પુજવા ચાલ્યાં, વિધ વિધના પુજા ફુલ લાવ્યાં
પુંજી અરચીને પાહોલે લાગ્યાં મનમાં તે હરીવર માંત્યાં
શ્રીકૃષ્ણુ રૂખમણીને લઈ જાતાં
શીશુપાલનુ શૈન્ય ચડયું રૂખમૈયો કેડરે પડયો
સ્વામી કમરે બાંધો તમસાળો રૂખમૈયાને પાછલો વાળો
એની ચોરી છે મુચ્છ ને દાઢી, રૂખમૈયાને મેલ્યોછે કાઢી



નં. ૧૦૭.

[ હાર લો ]

શ્રી સત સ્વામીને વીનવું રે ગણુપત લાગું પાય
ભીમક રાયની કુંવરી વરરે વર્યા જગદીશ.
દ્વારામતીનો રાજા કહીયે ચૌદ ભુવનનો સ્વામી
શીશુપાલ સાથે જોધે જીત્યાં.

દાવર ઉંદર નાઠો જાય ને રૂખમૈયા કેડે જાએ આ ભીમક
કુંવરી આણી, રથ સરીખો તાણી બાંધ્યો
રૂખમણી લાગે પાયે.

કાલો ઘેલો બાંધવ મારા સ્વામી સેવત તોરો
આ દયા કરો તમે દેવ દામોદર રૂખમૈયાને છોડો
રૂખમયાને આની કોરે છોડુ, રૂખમણી પરણાવે
આ મુળ માયરા ચોરી બંધાવો કન્યાદાન દે રૂખમયો
સસરાજીએ વવારૂને નીરખીયાં પાસે તેડી બેસાર્યા
ખોળામાંય.

ખોળે બેઠા ભણે શ્લોકો ગોવીંદની પટરાણી
આ ખોળેથી જો ઉતરૂં સસરા, હાર આલો આણી
સસરેજીએ ઝવેરી તેડાવ્યોરે ઝવેરી તેડ્યા ચાર
અડસઠ જારી બડસઠ જારી વચ્ચે સોના પરવાળા
આ લાલ લીલડામા ચીરોદક, જોડ સઘળી સારી;
દોરી વણાવો સાચા હીરનીરે મુક્તા ફળનો હાર
પાંચ ફળ પલામાંહી શુભ પઠ, પાંચ પદમ શું લાવ્યાં
આ વઉ રૂખમણીને હાર પહેરાવતાં ઘડી ન લાગી વાર
ગોવીંદ સાંથે ગોઠે રમ્યારે ઓસીકે મેલ્યો હારરે.
વેણું વાયું ને સેજ સંભાળી ઓશીકે નવ દીઠો,
આહાર હર્યો તમે દેવ દામોદર હરી મારો હારજ આલો.
અબળાનાં હો બળ નંદજી નાહો બળ મારી કંઠ દીસે
અણોસરી.

કોતો ગોરી દરવર ચાલું સૈયરમાં ઝપલાવું,
દાવો નર ઉપર ચીતો ચાલુ, સાચ તમને આલું;
તાતા તાતા તે તેલ ધખાવીઆ, તાતે તેલે શું નાયાંરે
જોજોરે સૈયર આપણે.
કૃષ્ણ કુડા સમ ખાયરે જોજો સૈયર આપણે,
ઓઢણુ પોઢણુ ધાબળીને છાસનો પીનારો,
આ મૈયારીયુંના માખણુ ખાતાં એ અધીકાર તમારો;
હસી હસીને આ લો હરીએ હાર લો,
અબળાના હો બળ નંદજીના હો બળ મારી કંઠ દીશે
સોહામણીરે.
ભીમક તાત તમારો જે અમે નંદ ગોવાળી,
આ–સીદ વર્યા તમે રૂખમણી રાણી શાને વર્યા ન શીશુપાળ

---

## નં. ૧૦૮.

શ્રી રામ ધોળું નગર ધોળું ધોલકું,
શ્રી રામ ધોળી ધોરકડાની વાવરે;
શ્રી રામ ઘુઘરીયારો ઝાપલો શોભા.
શ્રી રામ તો માંકડીયારી વાડરે શોભા
શ્રી રામ દીવડીયાવડ તણી શોભા,
શ્રી રામ તેમાં તલાવે મહાદેવરે. શોભા
શ્રી રામ એની વાવે કચરો કંકુતણો શોભા

શ્રી રામ સીંદ્વારીયો શેવાળરે, શોભા
શ્રી રામ એની વાવે તરૂરે તાંબા તણું; શોભા
શ્રી રામ મોતી વરણા નીર ભર્યાં, શોભા
શ્રી રામ કંચનનો બાજોઠીઓ. શોભા
શ્રી રામ તો માતા કૌશલ્યાના હાથ, શોભા
શ્રી રામ સણીઆ પેરા અબોટીયાં; શોભા
શ્રી રામ તીયાં બેશી રામચંદજી નાય, શોભા
શ્રી રામચંદ્રે ખીલા ખોડીઆ. શોભા
શ્રી રામ સીતાજીએ બાંધી ગાયરે, શોભા
શ્રી રામ રામચંદ્રે વાછરૂ વાલીઆ; શોભા
શ્રી રામ સીતાજીએ દોઈ ગાય, શોભા
શ્રી રામ રામચંદ્રે મેળવ્યાં. શોભા
શ્રી રામ સીતાજીએ મહી ઘુમીયાં, શોભા
શ્રી રામ રામચંદ્રે માંખણ વઘેરીયા; શોભા
શ્રી રામ સીતાજીએ તાવ્યાં ઘી, શોભા
શ્રી રામ રામચંદ્રે જવ તલ હોમા. શોભા
શ્રી રામ તેના ધુમાડા આકાશે ગયા, શોભા
શ્રી રામ તો આકાશ દેવતા સંતોશીઆ; શોભા
શ્રી રામ આકાશે દેવતા એમ ભણે, શોભા
શ્રી રામ આ કુળી અજવાળા. શોભા
શ્રી રામ દશરથનો રામચંદ્ર, શોભા

શ્રી રામ આ કુળ અજવાળાં. શોભા
શ્રી રામ ઘી ચોરી ગયોરે શુકલ શોભા
શ્રી રામ કેમ ચોરી કેમ ચોરી મસ્તાને; શોભા
શ્રી રામનો કળશ ઘેર વીસારીરે, શોભા
શ્રી રામ શુકલે શુકલાણીને મારીયાં શોભા
શ્રી રામ કલસલી કેમ વીસારી. શોભા

—*—

નં. ૧૦૯

## ઇશ્વર વિવાહ.

### રાગ ધોળ.

શંકર સારદાને શીશ નામુરે, ગુરૂવા ગણુપતિ જુઓ મુજ સામુંરે,
સમરૂ સારદા સમરથ જાણીરે, અંબા આપો અવિચળ વાણીરે. ૧
પરમોદીને પુછે છે વાતરે, કેમ પરણ્યા તે શંભુ નાથરે;
વિવાહ વૈકુંઠનાથે વખાણ્યોરે, એવો દેવીદાસે ન જાણ્યોરે. ૨
પ્રભુજીનું નામ પ્રિછાઉરે, વીવાહ વિગતે કરીને ગાઉરે.

### ધોળ.

વીવાહ વિગતે વરણવું, મારી માતાજી કરોને મયાય;
દીન વચન દેવીદાસનાં દેવી કરોને દયાય. ૧

એક સમે નારદ આવીયા, જ્યાં હતા શંભુનાથ;
પ્રીતે શું પ્રભુને પ્રીછવી, કહે રૂષી આગળ તે વાત. ૨
નારદ કહે નયણે નિરખતાં, એવી કન્યા ન જાણું કોય;
સમોવડ શંભુ નાથની, સરખા તે સખી હોય. ૩

## રાગ પ્રથમનો.

વળતી રૂષીએ માંડી છે વાતરે, તમે સાંભળો શંભુનાથરે;
અહીંથી દુર ઘણી ભુમી થાયરે, તહીં રહેછે હિમાચળ રાયરે. ૧
તેને ઘેર છે મેનાં નારીરે, તેને કુળે છે કન્યા કુંવારીરે;
કોડે શોભા તેની ઘણી કહાવીરે, મહારૂપ અનુપમ લાવીરે. ૨
દીસે દેવી તણો અવતારરે, શોભા કહેતા ન આવે પારરે;
હીંડે હંસતણી ગતી ધરતીરે, ભુમી ઉપર ડગલાં ભરતીરે. ૩
કટી જાણીએ કેશરી લંકરે, અવનિ પર આડો અંકરે,
વેણુ વાસુકી નાગ લજાયારે, દિસે કંચન સરખી કાયારે. ૪
ચરણ કદળીસ્તંભ શા જાણુંરે, તપે રૂષીથી અધિક વખાણુંરે;
બેઠી છે તે બાલ કુંવારીરે, શામા શોધે છે વરને વિચારીરે. ૫
કહે નારદ નયણે મેં નિરખીરે, દેવકન્યા છે શંભુ સરખીરે;
શંભુ કહે તમે નારદ જાઓરે, રૂષી વાયુથી વહેલા થાઓરે. ૬
શુભ કામ કરો પ્રેમ આણીરે, રૂષી ચાલ્યા સુણી એવી વાણીરે;
એમ કહીને ત્યાં નારદ આવ્યારે, મહાદેવનાં માગાં લાવ્યારે. ૭
જેથી માત પિતા મન મોહેરે, એવો વર કન્યાને સોહેરે;
વળતી રૂષીએ માંડી વાતરે, વર સારો છે શંભુનાથરે. ૮

જેને સુરનર મુનીવર જાણેરે, વર રૂડા તે વેદ વખાણેરે;
ત્યારે બોલીયાં મેનાં માયરે, કોણ ખંડનો વરરાયરે. ९
એનું કુળ છે કેવી જાતરે, એતો વર કેવી છે નાતરે;
કહે નારદ સાંભળો બાઈરે, એને કુળ છે આદ્ય છે વડાઈરે. ૧૦
એનું સુંદર કુળ બહુ સારૂંરે, દેખી મન માને છે મારૂંરે;
જે કોઈ અણુગમતુ કહે તમનેરે, તેની ખોટ વરધ છે અમનેરે. ૧૧
ઈશ્વરજી છે વિવાહુ સરખારે, એવાં વચન સુણી રાય હરખ્યારેઃ
જોયા વિના અજાણ્યું કીધુંરે, શંભુનાથનું શ્રીફળ દીધુંરે. ૧૨

## ઢાળ.

રાય કહે રૂષી સાંભળો, જુગતે શું લાવો જાન;
મોટા તે મહીપતી આવશે, રૂડી પેરે વધસે માન. ૧

## રાગ પ્રથમનો.

નારદ કહે સાંભળો રાયરે, કહુ મહાદેવનો મહીમાયરે;
બ્રહ્માદિને શ્રી ભગવાનરે, સાથ આવશે સરવ સમાનરે. ૧
એવાં વચન કહી નારદજી વળીયારે, પ્રભુજીને પંથે પળીયારે;
મહાદેવને મંદિર આવ્યારે, રૂષી રૂડા સમાચાર લાવ્યારે. ૨
હીમાચળે તે કન્યા દીધીરે, શંભુનાથની સગાઈ કીધીરે;
એવી વાત કહી છે વહાલીરે, શીવે હસીને લીધીછે તાળીરે. ૩
ચાલો જગદીશ પાસે જઈએરે, વીવાહ વઇકુંઠ નાથને કહીયેરે;
લક્ષમી વરને તેડી લીજેરે, પરીયાણુ પ્રભુજી શું કીજેરે. ૪
હીમાચળને હરખ ન માયરે, મહામંડપ રચીયો ત્યાંયરે;

તેડયા સલાટ સુતાર સોનારરે, તેડયા કારીગરો તે ઠારરે. ૫
બ્રહ્માજીએ મહુરત સારૂ સાધીરે, દિશા જોઈને દોરડી બાંધીરે;
ભુમી ચાર જોજન ભરી લીધીરે, અરવાળાંની પુરણી કીધીરે. ૬
મણી જડીત્ર મોહ ઘડાવ્યારે, ત્યાં બ્રાહ્મણો સરવે આવ્યારે;
ભુમીથી ઉંચા ભવન આકાશરે, તેજ તણો બહુ પ્રકાસરે, ૭
માંહી જુક્તી તણી ગતી જાણીરે, નવ રંગની રચના આણી. ૮

ઢાળ.

રંગની રચના આદરી, જુજવી જુજવી જાત;
મેઘ માળાને ચિત્રશાળા, ભલી ઓપે છે માત. ૧
મેરૂ પરવત પંખી પ્રગટયા, ફૂળ વેલ સુખકાર;
નયણેથી તે નીરખતાં, કહેતાં ન આવે પાર. ૨

રાગ પ્રથમનો.

એવી મંડપ રચના માંડીરે, ચતુરાઈથી ચીત્ર કહાડીરે;
માંહી ભેદ ભુલવણી ભારીરે, માંહી બાજીગર રચના ન્યારીરે. ૧
બ્રહ્મા વેદ ભણુતા તે ઠારરે, વરણવતાં ન આવે પારરે;
મંત્ર ભણુતા ગોરજીમન ગમતારે, ભાટ ચારણ રમતાને ભમતારે. ૨
માંહી ગોપ વાંસળીઓ વાળારે. ત્યાંતો ચાલતા મારગ ટાળ્યારે;
કોઈ ઘોડે ચડયા અસ્વારરે, બખતર પાખરનો નહી પારરે. ૩
મહી મત મેંગળ મદઝરતારે, માંહી લડાઈ મસ્તી કરતારે;
શુંઢવાળાને સાંકળો છાજેરે, ગળે બાંધીયા તે હય વર ગાજેરે. ૪
માંહી મહા પ્રતિજ્ઞા કરતારે, માંહી ગાંધર્વ જ્ઞાન ઉચરનારે;

ત્યાં આનંદ ઓછવ થાયરે, એવું લખીયુ છે મંડપ માંયરે. ૫
બીજી નાટક વાત ન જાણુંરે, વનસ્પતી શું મુખથી વખાણુંરે;
માંહી અનુપમ આંબા ફ્લીયારે, જોવા જેવા જાંબુડા ગલીયારે. ૬
ગળ્યાં ખારેકને ખજુરરે, ફળ ફોફળને નાલીયેરરે;
લીંબ્રી કેળાને કરમદિ પાકીરે, માંહી સારી સુખડ નહી બાકીવ. ૭
મહી તજ જાવંત્રી ઝાઝીરે, બોરડીએ બોર રહ્યા બાઝીરે;
વલી બદામો છે ઝાઝીરે, તેતો દીસે છે નવરંગ લીલીરે. ૮
નવરંગી તે નાગરવેલીરે, સોભા વૈકુંઠની લાવી મેલીરે;
વનસ્પતીતે ભાર અઢારરે, મંહી પંખી તણો નહી પારરે. ૯
જ્યારે મધ્ય મંડપમાં આવ્યારે, ત્યારે હરખે શું હંસ લખાવ્યારે;
માંહી મોર મધુરા બોલેરે, જોતાં ના આવે કોયલડી તોલેરે. ૧૦
માંહી નવરંગ સારસ રૂડારે, માંહી કાબેર ચકલીને સુડારે;
માંહી પારેવા પોપટ પઢતારે, ત્યાં તો કુરંગી કુકડાં વઢતારે- ૧૧
મેના બોલે છે શબ્દો મીઠારે, બગ ધ્યાન ધરીને બેઠારે;
પર ભુમી તણાં જે પંખીરે, તેની જાત લખી છે અસંખીરે. ૧૨
એવી મંડપ રચના કહાવેરે, કેવી જાન શંભુનાથ લાવેરે;
મઢી આગલ માંડવા ઘાલ્યારે, શંભુનાથ પરણવા ચાલ્યારે. ૧૩
શીવે જુગતેશું જટા બાંધીરે, પહેરી ફાટેલી કંથા સાંધીરે;
ભાર ભાંગ ધંતુરાનો આણ્યોરે, મહાદેવે પોઠીડા પલાણ્યોરે. ૧૫
ગળે પહેરી છે રૂદ્રનિ માલારે, અંગે લપેટયા છે ભોરીંગ કાલારે
શંભુનાથ સમાચાર કહાવેરે, એવો વેશ ધરી વર આવેરે. ૧૫

નવ જોબનની નેણુ સમારીરે, સામેચે આવી સુંદર નારી;
જોવા ગયા છે જાન જમાઈરે, ત્યાં તો મેનાં થયાં મુરછાઈરે. ૧૬
ભુખ્યો બ્રાહ્મણ ભુંડો જાણ્યોરે, અણગમતો આંગણીએ આણ્યો રે;
એવાં વચન કહી સહુ જોયરે, જઈને કહ્યું હીમાચળ રાયનેરે; ૧૭
માતા કુંવરીને એમ કહાવેરે, તારો બલદે ચડી વર આવેરે;
કુંવરી કહે કરમની વાતરે, વર પામી હું શંભુનાથરે. ૧૮

## ઢાળ.

મેનાનું મન માને નહી, તેના કંઈક અવગુણ ગાય;
પેરે પેરે કરી પ્રીછવે, આધીન થઈ ઉમયાય. ૧
જનમ આપે જનેતા પણ, કરમ ન આપે કોય;
પાણી પીને ઘરશું પુછવું, તેની જાતભાત શી જોય. ૨
આંગણે આવ્યો વર આશા કરી તે, વર્યાવીના કેમ જાય;
કરમ બંધન કીજીએ તો, દોષ લાગે મારી માંય. ૩

## રાગ પ્રથમનો.

જે મને રૂષીએ વર આપ્યોરે, તે મેં સાચો કરીને થાપ્યોરે;
ત્રણ લોકમાં તપ મેં કીધુંરે, શંભુનાથનું સગપણ કીધુરે. ૧
એવાં વચન કહી કરી વાતરે, સુખથી બોલ્યાં મેના માતરે;
આતો પુત્રી મેં ક્યાં થકી જાઈરે, વીષની ગળશુથી ન પાઈરે.
વણ દીઠ શું વરને વખાણ્યોરે, હંસ કાગને કોટ બંધાણ્યોરે;
પહેલાં પોખવા જે કોઈ જાશેરે તેને સર્પ તે સામાં થાશેરે.
એમ માનની મનમાં વીમાસેરે, કોણ જાય તે જોગી પાસેરે;

દેવ કન્યા એને કેમ દીજેરે, માટે રૂડુ ગમે તેમ કીજેરે. ૪
સહુ હાંશી કરે એને દેખીરે, કન્યા કેમ દીજે દેખી પેખીરે;
જોજો કુળવંતો જમાઇરે, દેખી નારી રહી મુરછાઈરે. ૫

( ઢાળ. )

મેનાનું મન માને નહી, અને આંગણે ઉભા ઇશ;
પારવતીને પ્રેમ જોઇ રૂપ, પ્રગટયું ઉમીયા ધીશ. ૧
સુર્ય સમોવડ વદન ઝળકે, કળા કોટી પ્રકાશ;
જોતામાં ખામી નહી જરા, તેનો કહું શો તાસ. ૨
હવે હરખ્યા શ્રી હરી, અંગે વાધ્યો ઉછરંગ;
શણુગાર સજી સહુ સુંદરી, બહુ નારી બની નવ રંગ. ૩
ધુશળ મુશળ કર ધરી, મલપતી મંગળ ગાય;
પોંખી કરી પધરાવીઆ, મહાદેવ મંડપ માંય. ૪

રાગ પ્રથમનો.

વર મંડપમાં પધરાવ્યારે, ત્યાં તો મોટા મુનીવર આવ્યારે;
બ્રહ્મા સાથે શોહે બ્રહ્માણીરે, ઇંદ્ર સાથે સોહે ઇદ્રાણીરે. ૧
રવી સાથે તે રાંદલ રાણીરે, હીમાચળની સાથે છે મેનારે;
વળી કરૂં વખાણ હુ કેનારે, શીવ બેઠા પલાંઠી વાળીરે;
મધુ પરકમાં કાંસાની થાળીરે, લક્ષમી શીવને લુણ ઉતારે.
સત્યભામા તે સહુને વારેરે, સહુ નાટક બોલેછે બોલેરે;
નાવે જાંબુવંતીને તોલેરે, રૂખમણિ એણિપેરે ગાયરે.
રાધીકા તે વારણે જાયરે, સહુ બોલે શંભુની પક્ષેરે;

જળ આવ્યાં મેનાને ચક્ષે રે, અતિ આનંદે પરણ્યા ઈશરે.
સાથે જાનયા શ્રી જગદીશરે, કન્યાદાન દે હિમાચળરાયરે;
મળી માનની મંગળ ગાયરે, ધન ધન થયો અવતારરે.
વાજા વાજે દુદંભી અપારરે, બ્રહ્મા સોશ્વત મહુરત સાધીરે,
લીલા વાંસની ચોરી બાંધીરે, સુંદર મંગળ વરત્યાછે ચારરે;
શીવજી આરોગ્યા કંસારરે, શીવને હાથ ગ્રહણ ત્યાં થાયરે,
દાન આપે હીમાચળરાયરે, રાયે હસ્તી આપ્યા શણુગારરે;
ઉપર અંકુશની અંબાડીરે, લાંબી ડોકનાં સાંઢીયા સાર.
ભેંસોના ટોળાં અપારરે, રાયે રથ આપ્યા છે કોડ રે.
સાથે ધોળા ધોરીનિ જોડરે, પ્રભુને પેરામણી ઘણી થાયરે;
પીળાં પીતાંબર દેવરાય રે, ઘેર બાંધ્યા દિશે ઘર ચોળ્યાંરે.
ઘણાં લાંબાપનાદાર પહોળીરે, ભર જરીયાજામામન ભાવેરે
મન ગમતા મશરૂ મંગાવેરે, વળા લાવે બીજા નવરંગીરે.
જાન માંડવે અતી ઉછરંગીરે, ઘણી જુગતે જમાંડી છે જાનરે.
આપ્યાં જાવંત્રીને પાનરે, ગાય ગાંધર્વ અપસરા ગાનરે;
છુટયા બંધ થકી બંદીવાનરે, શીવજી પરણીને ચાલ્યાકઈલાશરે.
મૃત્યુલોક મેહેલ્યો દેવીદાસ, વાસાઘડમાં વાસો વસેરે,
અતી આનંદે વીવાહ કહેછેરે, જે કોઈ ઇશ્વર વીવાહ ગાશેરે,
તેનાં પાતક પ્રલય થાયરે, જે કોઈ સાંભળશે નરનારીરે,
તેની આશા પુરે ત્રીપુરારીરે, વિવાહ સાંભળી ધરશે ધ્યાનરે.
તેને રીઝે તેથી ભગવાનરે, તેને કૃપા કરે શંભુનાથરે;

આવે સંકટ વેળાએ હાથરે, ધન અન પુત્ર પરીવાર રે.
આપે પારવતી ભરથારરે, જે કોઇ એમ ધરી વીવાહ ગાશેરે.
તેની શ્રી હરી પુરશે આશરે.

[ ઢાળ. ]

પ્રીતેશું આપે શ્રી હરિ, તેના મનની તે પુરે આશ;
શ્રોતાજન સહુ સાંભળીને બોલો શ્રી અવિનાશ. ૧
ઇતીશ્રી દેવીદાસ કૃત ઈશ્વર વીવાહનાં ધોળ સંપુર્ણ.



નં. ૧૧૦.

( ચૉરી ટાણે ગાવાનું. )

વાલમ રૂસીએ રાય જગ માંડીઓરે,
તેડયા છે ચારે દેવનેરે; રૂસીએ રાય જગ માંડીઓ
બ્રહ્મા બ્રહ્માણી બે નોતર્યાંરે,
ઇંદ્રને ઇંદ્રાણી નોતર્યાં. રૂસીએ રાય જગ માંડીઓરે
સુરજ વરને રાનાદે બે નોતર્યાંરે,
ચંદ્રમાને રોહણીનો સાથરે. રૂસીએ રાય જગ૦
એક નોતર્યો ઇશ્વરરે,
વરતાં પાર્વતી એમ ઓચર્યાંરે;
વણુ તેડા પાર્વતી નવ જાયરે,
વણુ તેડા નહી પામો માનરે. દાદે રાય જગ માંડયોરે

વેણુ છુટીને કસ મોકળીરે,
અધ પડી છે પટોરાની ભાત;
પાર્વતી મૈયર પધારીઆરે. દાદે રાય જગ માંડીઓરે

---

## નં. ૧૧૧

ઓરીમાં ચકલડી બોલેરે, દાદોજી વચન સુણેરે;
અમારા દાદાને ઘેરે ગાયું ને લેણું, તે બાઇને સાસરે દેજો.
અમારા દાદાને ઘરે અલર વછેરી, તે બાઇને સાસરે દેજો;
સંપત હોયતો દેજો દાદા મારા, હાથ જોડીને ઉભા રેજો
હાથ જોડી ઉભા રેજો દાદા મોરારે.
જીભલડીએ જસ લેજો, જીભલડીએ જસ લેજો;
વીરા મારા હાથ જોડી જસ લેજો.

---

## નં. ૧૧૨

મોરરે મારે કાનજીભાઈ ચાલે, વાંસે છોડી ચાલેરે;
ક્યાંરે છોડી અણોસરી, તારે મોંઘી સરખી માંયરે.
મોંઘી બીચારી કાંઈ ન જાણે, ઝાઝા કામણ જાણેરે;
હથેળીમાં હળ ખેડાવે, જળમાં દીવો બારેરે.
જળમાં દીવો બાળે બીચારી, ઉડતાં પંખી પાડેરે.

---

નં. ૧૧૩.

ઉંચે ઉંચે પગથીએ અમે ચડયારે,
નીચે રીઓ લાડકડીનો બાપ; ટોડરમલ અમે જીત્યારે
જીત્યાના વગડાવો જાંગી ઢોલતો, ટોડરમલ અમે જીત્યારે.
ઉંચે ઉંચે પગથીએ અમે ચડયારે,
નીચે રીઓ લાડકડીનો કાકો. ટોડારમલ અમે જીત્યારે
જીત્યાના વગડાવો જાંગી ઢોલ, ટોડારમલ અમે જીત્યારે
હારાના વગડાવો ઢીલાં ઢોલ, ટોડારમલ અમે જીત્યારે

---

નં. ૧૧૪.

( ચૉરી ટાણે અને માયરા ટાણે ગાવાનું )
મસ્તક હરિ ચરણે નામું ગાઇશું ગરવેલાં થૈએં
ઉમૈયો અયોધ્યાનો રાય અક્ષર વાંચજો સાહે
કામની કાગળ લખાવે છાનાં, વાલમ તેડાવે
વાલમ બેઉ કરજોડી સ્વામી વીનતડી છે થોડી
સંદેસો સંભારતા તારો સાગર બુડતારે તારો
દક્ષીણુથી વેળીયા મંગા સોનાનાં સીંગડા મઢાવો
જમણુા બળભદ્ર બે ભાઈ જે મારે જાનની સબળાઈ
છો ઘોડે રથ ચાલ્યો શ્રીકૃષ્ણે સેન હંકાર્યા
જાન તે વિધુવા નગરી ચાલી રૂખમણી રાત આ
જુની છે વાલી

જાનતે વિધુવા નગરીમાં પોંચી રૂખમણી નીંદ્રાભર સુતી
શ્રીકૃષ્ણ કાળા રે કાળા એને સામેથે જાશે સાળા
શ્રીકૃષ્ણ ઉતારે ઉતરીયા અન્નના થાળ સાંચરીયાં
અધુમધુને માટલીયે કોરા વસ્ત્ર પાટલીએ
કોરા પીતાંમ્બર પાટલીએ કોરા વસ્ત્ર પાટલીએ
શ્રીકૃષ્ણ ઘોડલે ચડયા જઈને તોરણે વર્યા
તોરણે આવ્યારે વનમાળી વેદ ભણે છે બ્રહ્મચારી
સાસુજી સજ્જ થઈને આવ્યાં પોખણુયો ખણુરવાયુ લાવ્યાં
ત્રાક સરૈયોને સપટીયાં નાકસાઇ નારાયણ નીરખીયાં
ગળે ઘાટ ઘાલી તેડી ચાલ્યા, મધુપરખ ભાંપરે પધરાવ્યા
વેગળે અંતરપટ આડા ધર્યા વેગળે રૂખમણી પધરાવ્યાં
વેગલે સસરાને તેડાવ્યા સસરાને કન્યાદાનઃ દેવરાવો
વેગલે સાસુને તેડાવો, સાસુ કને કંસાર તે પીરસાવો
રૂમઝુમ કરેરે નારી પરણે છે દેવ મોરારી
છૈયો ભરવાડુમાં રહેતો, વાટકો છાસ પીયંતો
ધનધન શ્રીમાળીની છોડી હરીની હરખડી
ધન્ય ધન્ય ઓદીચુની જાયી હરીની હરખડી ગાઇ
હરીની હરખડી ગાસુ વરતાં વૈકુઠ જાસું.

---

૧ ઘાટ, ઘરેણું.

## નં. ૧૧૫.

( સીતાવેલ )

સીતાતે પતીને ચરણે લાગુજીરે સુધબુધ વાણી અવીચળ
માગુજીરે.
માગુછુંરે માતા સુધ મનોરથ સ્વામી સારંગપાણુ
એક ગુણુ તારા વરણુવું મને આલ અવીચલ વાણુ
જનક રાજાયે રચ્યો મંડપ તેડ્યા મોટા ભૂપ
એક પાતાળના પંડીત તેડી અને આવ્યા જગમગ દેશ
એક રૂસી સાથે રામ પધાર્યા એનુ મહા મનોહર રૂપ
એક રાવણુકે હુ ધનુષ્ય ભાંગુરે ને કન્યાવરૂ તતખેવ

[ઢાળ ફેર]

રતનાંળી સીતાએ વેણુજ છોડી શેસ નાંગે કલંગીઆગર જોડી
કંઠઉપર બેઠા કેશરી આવે મુખ દેખી ધરણીધર ચરણે ચાલે
ચરણુ દેખીને પુરણુ પ્રીત દેખાડે સીતાસુલક્ષણી એક સુંદરીઆવે
હ્રદય રઘુનંદ તણા ગુણુ ગાઇ કંઠ ઉપર કોપી નીવારીને રેતી
હ્રદયે રઘુનંદ તણા ગુણુ ગાઇ
માવડી કહે એ વર કંકણુ કેરો ચુડલો રતનારો બાજુબંધ કેરો

( ઢાળ. )

જાન જોડી ચાલ્યારે દશરથ રાય
હસ્તી ઘોડાનો નહી પાર

કાળા કાબરાને ઘોરા ને પાખરીયા
પલાણ્યા ને લીલાપીરા ને મજીઠીયા
પાલખડી શણગારો સઉ જાને ચાલ્યું સઉ
ખેપટે તે ચાંદો સુરજ ઝાંખા થાય
ને ભારે તે શેશ પાતાળે જાય
મંડપમાં પોંચ્યા દશરથ રાય
ને સામૈયે રાજા જનક જાય
ભેટયા વેવાઇને મડારે વીનયે
રાજા જનક કે જીવતર ધન ધન
એલચી વાં સીતળ જલ આણીઆ
ને ખાંડ ભેળી સઉને પાયાં
ચંદન ઓરડાં ઉઘાડીયા ને
ત્યાં રઘુનંદના ઉતારા હુવા
પાલખડીયે મુખ રચનાં ઘણીરે
જાન વખાણી રાઘવ તણી
પાલખડી છોડો પટ સારરે
સ્વામી દીશે ઝાકમ ઝાળ
જાનડી લઇને વળી જુગતી ઘણી
ને વળી વાત કરવી વેલુ તણી
જનક બોલ્યાં બાઇ,



ઘોડી ને ઘોડારૂ  ઘણી વેદ કરવી વેલુ તણી
જાનડીને વળી જુગતાઇ ઘણી પાથરણાં આલો પાથરી
નગરીમાં નારી બહુ ને ચલવો લઈ ચાલ્યું સૈહું
જનકરાયની વહુ દીકરી (ને) તેને શ્રીફળ આલો ફરી (ને)
જનક રાજાનાં જાંગી ઢળીયાં દશરથનાં વર તોરણ ચડ્યા

ઢાળ.

એને તોરણ આવ્યા એ પતી રાય
સાસુ પ્રેમે પનોતા પોંખવા જાય રે.



## નં. ૧૧૬.

### રૂખમણીનો કાગળ.

સ્વસ્તીશ્રી દુવારામતી ગામ, ત્યાંકણ બીરાજે સુંદરશ્યામ,
હરિ પુરો હૈડા કેરી હામ—વાલા વેગે આવજો વનમાળી.
લજ્જા મારી રાખજો ગીરધારી

સર્વ સુભ શુખનાં છો ભંડાર, મુખસું કહું વારંવાર;
મારા પ્રાણ તણા છો આધાર—વ્હાલા૦

કુંદનપુરમાં વીવા રચાણો, જાન લાવ્યોછે શીશુપાળ રાણો;
ઘણા ભૂપતિએ મંડપ રચાણો—વ્હાલા૦

લખીતંગ રૂખમણીરે કન્યા, દાવયો લાવ્યો છે શન્ય;
નહિં વરૂં બીજે તમ વીના--વ્હાલા૦

કુંદનપુરથી લખુંછું આજ, મોહન મેલીછે મનની લાજ;
તમ આવ્યે સુધરશે કાજ--વ્હાલા૦

આવી દેરા પાધરમાંરે દેશો, અંબાજીનાં મંદીર પાસે રેજો;
મારી સુધ શામ પીયાજી લેજો--વ્હાલા૦

અંબા પુજ્યાની માનતા લીધી, પછે પરણું એવી અગડ કીધી
તમ આવ્યે મારે થાસે સીધી--વ્હાલા૦

અંબા પુજવા જીઆરે આવીશ,
મારા સંગની સાહેલી તેડી લાવીશ;
પછે થાનારૂં હોય તે થાસે--વ્હાલા૦

રથ સાહીને તૈયાર રેજો, પછી બાંયગ્રહી મને લેજો;
ત્રીકમ ડંકો દેજો--વ્હાલા૦

અંબા પુજીનેરે પાછારે વળીશું, રથ આગળ ઢમકા ઢઇશું;
પછે ત્રીકમ તમને વરશું--વ્હાલા૦

હવે વીલંબ ન કરોરે મોરારી, મારે નથી બચવાની એકબારી
નીશ્ચે મરશે નારી તમારી--વ્હાલા૦

જે કોઈ રૂખમણી કાગળ ગાસે, તેતો ઘેર બેઠા ગંગા નાસે;
જેના જન્મ મરણ પ્રાયશ્ચિત જાસે--વ્હાલા૦ ટેક



## નં. ૧૧૭.

### ચોરી વખતે.

ધરમ રાજાએ નાંવણુ ગળાવીઆ અધ રાજા ઘોડાં પાવા જાય
એકી કોરે પાણીયારી પાણી ભરે એકી કોરે ઘોડલાની હારરે
અધરાજાએ કાંકર નાખીયુંરે બેડુ નંદળ્યું સવાલાખનું,
રીસ ભર્યા ઘરે આવ્યારે આવી ઉભા દાદાની પાસ.
કેણે દુભ્યાંરે કેણે તમને હાંકલ્યાં કોણે તમને દીધી ગાળરે,
ધર્મરાજાએ ઘોડે પલાણુ નાંખીયા મોર દાદોને વાંસે દીકરી;
અધરાજા ગોતે જાયરે ઉભો રેજે નગરીના ગરાસીયા.
પેલીને પોળમાંરે પેસતાં મળીરે સુવાસણું ચાર
ચારેના કાખમાં બેટડા, બેટડા ધવરાવતી જાય, એ શુકન ભલેરા થાય,
બીજીરે પોળમાં પેસતાં મળીરે કુંવારકાઉ ચાર;
ચારેના હાથમાં કંકાવટી અંબાજી પુજવા જાય તે શુકન ભલેરા થાય,
ત્રીજીરે પોળમાં પેસતાં મળીરે ગૌવત્રી ચાર, ચારેનાં કુંભ દુધે ભર્યા.
વાછરૂ ધવરાવતી જાય એ શુકન ભલેરા થાય.
ચોથીરે પોળમાં પેસતાં મળ્યારે વીદ્યાર્થી ચાર, ચારેના હાથમાં પોથીયું, વેદ ભણુતા જાય, એ શુકન ભલેરા થાય
પાંચમીરે પોળનાં પેસતાં મળ્યો નગરીનો રાયજી;
ઉભોરેને નગરીનાં રાજીઆ તુને મારી કુંવરી પરણાવું,

પેલોરે ફેરો રાજાતો ફરૂંરે જો દીયે દાદા કન્યાદાનરે;
દાદે દીધારે સોસો ગામડા મધુરા નવ રંગીદાન.
બીજોરે ફેરો રાજાતો ફરૂં. જો કાકો દીએ કન્યાદાન;
કાકે દીધા સોસો હાથીડા, અધુ તોરંગીનાં દાન.
ત્રીજોને ફેરોતો રાજા તો ફરૂં, જો માતા દીયે કન્યાદાન;
માતાએ દીધી સોસો વેલડી, દીધાં મધુ રંગી દાન.
ચોથો ફેરોતો રાજા તો ફરૂં, જો વીરો દીયે દાન;
વીરે દીધાં સોસો ઘોડીલાં મધુતો રંગીદાન.



## નં. ૧૧૮

### કંસાર જમતી વખતે.

તમે જાઓરે ત્રીકમજીભાઈ વાડીએ, તમે લાવજો ખટરસ લીંબુ;
મારે મગનલાલભાઈને કંસાર ના ભાવેરે,
છોડી લચકેને લોંદે ખાયેરે.
છોડી છોડીરે છોડી છોકરે, છોડી હાથ પરેરો લેજેરે;
મારૂં માણેક મેલું થાશેરે, મારૂં રતન રજે ભરાસેરે
ઓલી છોડીના હાથ ખસે ભર્યા.
મારે મગનલાલભાઇના હાથ હીરે જડ્યા,
છોડી છોડી તે છોકરી, છોડી છાણાંની ઘોડે રડવળી;
છોડીને કોયે ન આપ્યું સાસરૂ, છોડી હળવદમાં હળદર વેચતી.
છોડી લજાઈમાં લસણ વેચતી, છોડી મોરબીમાં મુળા વેચતી;

છોડી પ્રાંગપ્રામાં ધાણા વેચતી,
છોડીને કોયેન આપ્યું સાસરૂં, મારે જગજીવન ભાયે
આપ્યું સાસરૂં.-ટેક



નં. ૧૧૯.

લાડીલાડો જમેરે કંસાર લાડીની મા ટળવડેરે,
દીકરી મોરી આંગલડી ચખાડ કંસાર કેવો ગળ્યો લાગેરે;
એનીમાં પરણી છોકે નાય કંસાર કેમ વીસર્યોરે,
વાલીબાઇએ લીધો ઉંદરડીનો વેશ કે પડયો દાણો
વીણી લીધોરે.



નં. ૧૨૦

એક જવના જવારારે, હવે જમાઇ થયા અમારારે;
અમારે પાનાચંદભાઇના કહ્યા કરશેરે,
ઓલા મગનલાલનાં બોલ ફુલે ધરશેરે.
મારી ચંચળબાઈનાં કહ્યાં કરશેરે,
ઓલી કસ્તુરબાઇના બોલ ફુલે ધરશેરે. ટેક એક જવના.



નં. ૧૨૧

એક ઝારા ઉપર ઝારીરે, હવે લાડડી થઇ અમારીરે;
મારે મગનલાલભાઈનાં કહ્યાં કરશેરે.

ઓલા પાનાચંદના બોલ કુલે ધરશેરે. એક ઝારા.
મારી કસ્તુરબાઈનાં કહ્યાં કરશેરે,
ઓલી ચંચળબાઇના બોલ કુલે ધરશેરે. એક ઝારા. ટેક



## નં. ૧૨૨

છાબ ટાંણું.

મારો કાંતીલો કોડીલો વધાવીશ બાઇ વીરરે, વધાવીશરે
સીંદોરી ચુંદડીરે

બાઇ વણુકારી વાડે હું ગઈતીરે, બાઈવણુકારો પોઢ્યો ઢાલીયેરે.
બાઇ વણુકારી ઢાળે છે વાયરે સીંદોરી મારી ચુંદડીરે;
બાઈ હાથવળામણુ શું લઈશરે, બાઇરે હાથવળામણુ હાથીડારે;
બાઈ ગજવળામણુ ગામ સીંદોરી ચુંદડીરે;
બાઇ રંગરા તે વાડે ગઈતીરે બાઈ રંગારો પોઢ્યો ઢાલીયેરે
બાયરે રંગારી તે ઢાળે છે વાય સીંદોરી મારી ચુંદડીરે;
બાઈ હાથરંગામણુ શું લઈશરે બાઇ હાથવળામણુ હાથીડારે
બાઇ ગજવળામણુ ગામ સીંદોરી મારી ચુંદડીરે.
તમ ઓઢોરે ચંચર વડ ચુંદડીરે તમારા સસરા માણેકચાંદ
ભાયનાં રાજ સીંદોરી ચુંદડી. ટેક.



## નં. ૧૨૩.

ઓરા ઓરા માણેકચંદ વેવાઈ એક વાત સુણજો,
એક વાત સુણજો અમારા કહ્યાં કરજો;

અમારે ચંચળ બાઈ સેજે અણોહરા,
સાડી અંબર વીના કુવરી દીસે અણોહરા.
ઓરા ઓરા મોહનલાલ વેવાઈ એક વાત સુણજો
એક વાત સુણજો અમારા કહ્યાં કરજો.
અમારે ચંચળબાઈનાં કોડ પુરા કરજો,
અમારે ચંચળ બાઈ સેજે અણોહરા,
કડા બંગડી વીના કુંવરી દીસે અણોહરા.
ઓરા ઓરા માધવજી વેવાઈ એક વાત સુણજો.
એક વાત સુણજો અમારા કયાં કરજો,
અમારે ચંચળબાઇનાં કોડ પુરા કરજો;
અમારે ચંચળબાઈ સેજે અણોસરા
ફુલહાર વિના કુંવરી દીસે અણોહરા.
ઓરા ઓરા વલ્લભરામ વેવાઈ એક વાત સુણજો.
એક વાત સુણજો અમારા કયાં કરજો
વાંકાનેરમાં રહેતાં રાજકોટમાં રેજો,
અમારે ચંચળ બાઈનાં કોડ પુરા કરજો.—ટેક.



## નં. ૧૨૪.

(કન્યાને માથું ગુંથવા જાની વાસે તેડી જાય ત્યારે )
આજ મારે ભરીયાં સરોવર છલીયાંરે—આનંદભર્યાં
આજ અમે ઇડરીયો ગઢ જીત્યારે-આનંદભર્યાં

આજ અમે શામજીભાઇને હસ્તા દીઠારે–આનંદભર્યા
આજ અમે મુલશંકર વેવાઇને રોતા દીઠારે–આનંદભર્યા
આજ ભર્યા સરોવર છલીયાંરે–આનંદભર્યા
આજ અમો લાખેણી લાડી જીત્યારે–આનંદભર્યા
આજ અમે જડીબાઇને હસ્તાદીઠારે–આનંદ ભર્યા
આજ અમે મણી વેવાણને રોતી મેલીરે–આનંદભર્યા ટેક



## નં. ૧૨૫

તાંબાકુંડી રે નગર સોયામણી
માંહી ભરીએલ ગવરીનાં *ઘીય
સાહેલીરે આંબો મોરીયો
મારા કિયા ભાઇનાં વાજીંત્ર વાગીયાં
પેલા વેવાઇના પડીયા નીશાન સાહેલીરે.
તાંબા કુંડી રે નગર સોહામણી
માંહી ભરીયેલ ગવરીનાં ઘીય સાહેલીરે.
મારા કીયાભાઇની મેડીયે દીવા બળે
મારા વાડીલાલની મેડીયે દીવા બળે „
પેલા વેવાઇને ઘેર અંધારા સાહેલી
તાંબાકુંડી રે નગર સોહામણી

---

* ઘીને ઠેકાણે કેટલાક દુધ બોલે છે પણ ત્રાંબાકુંડીમાં દુધ ભરવાથી વિષ થઇ જાય છે માટે ઘી બોલવું વધારે સારૂં છે.

માંહી ભરીયેલ ગવરીનાં ઘીય સાહેલી.
મારી કઈ વહુને પહેરણુ સાડી ભલો
મારી રતી વહુને પહેરણુ સાડી ભલી
પેલી વેવાણુનેરે લઈ ગયા ચોર
સાહેલીયે આંખો મોરીયો. ”



## નં. ૧૨૬.

### પહેરામણી વખતે.

જીરે મેં તમને દેવશંકર વેવાઇ વારીયા હરિશંકર ભાઇનો વાદ ન લઈશ.
જીરે જેશંકરભાઇને મયાશંકર ભાઈનાં જોડલાં
દેવશંકર વેવાઇને પેલા ગાંડાની જોડ મારૂં તોરણીયું હીરે જડયુંરે.
જીરે મેં તમને પુરી વેવાણુ વારીયા જેકુરનો વાદ ન લઈશ
જેકુંવર વઉને મોતીવહુનાં જોડલાં ઓલી પુરી વેવાણુને
મનુ ગાંડીની જોડરે–મારૂં તોરણીયું હીરે જડયું–ટેક.



## નં. ૧૨૭.

### પહેરામણી વખતે.

કેવળીયા પાનામાં રંગ ઘણો,
મારે પ્રાણુજીવનભાઈને ઓઢયે બંધ ઘણો, રંગરસીયા–

ખાખરીયા પાનામાં રંગ નહિ, રંગરસીયા
પાનાચંદ વેવાઈને બોલ્યે બંધ નહિં, રંગ રસીયા. ટેક.
મારે ગંગાબાઇને બોલ્યે બંધ ઘણો, રંગ રસીયા.
આખરીયા પાનામાં રંગ નહિ રંગ રસીયા
જમના વેવાણુ બોલ્યે બંધ નહિ રંગ રસીયા–ટેક.



નં. ૧૨૮

તીખીરે આદુકેરી શુંઠરે મીઠીરે મારે કેશવજીભાઇની જીભ,
શાન્તિલાલભાઇરે તમારૂં બોલ્યુ પ્રમાણ બેસજોરે મારે
કેશવજીભાઇની * શુંજે.
ચાવજોરે માલાવરણીનાપાન કે વળશે તમારા મોઢાનો વાન,
આવશેરે તમને શુદ્ધને સાન.
તીખીરે આદુકેરી શુંઠ મીઠીરે મારે વાલીબાઇની જીભ,
ચંચળબાઈ તમારૂં બોલ્યું પ્રમાણ બેસજોરે મારે વાલીબા-
ઈની શુંજે;
ચાવજોરે માલવરણીનાં પાન કે વળશે તમારા મોઢાનો વાન
આવશેરે તમને શુદ્ધને શાન. ટેક



* શુંજ મસલત.

## નં. ૧૨૯.

ચોરીમાં ચરકલી બોલે દાદાજી વચન સુણોરે
અમારા દાદાને ઘેર ગાયુ ને ભેસું, તે મારે સાસરે દેજો
સંપત હોયતો દેજો દાદાજી નહિતો હાથ જોડી ઉભા રેજો
હાથ જોડી ઉભા રેજો દાદાજી જીભડીયે જસ લેજો
ચોરીમાં ચરકડી બોલે વીરાજી વચન સુણોરે.
અમારા વીરાને ઘરે અલર વછેરા તે મારે સાસરે દેજો
સંપત હોય તો દેજો વીરાજી નહિતો હાથ જોડી ઉભા રેજો
હાથ જોડી ઉભા રેજો વીરાજી જીભડીએ જસ લેજો. ટેક

## નં. ૧૩૦.

વેવાઇને માંડવે રમવાને ગીયાતાં પરાણે પારેડું વગગાડયુંરે
અમારે નરસીંહભાઇને
ઇરે પારેડાને શુંશું જોઇએ કાંબીને ઉપર કડલારે ભોગા
નાની વહુને
વેવાઇને માંડવે રમવા ગીયાતા પરાણે પારેવડું વગગાડયુંરે
અમારે નરસીંહભાઇને
ઇરે પારેડાને શું શું જોઇએ દાણુરી ઉપર ગુજરીરે ભોગા
નાનીરે વહુને
વેવાઇને માંડવે રમવાને ગીયાતા પરાણે પારેડું વળગાડયુંરે
અમારે નરસીંહભાઇને. ટેક

## નં. ૧૩૧

આછલા કંકુ ઘોળેરે લાડી આછલી પીર કઢાવું
તારા બાપનાં ઝુંપડાં મેલરે લાડી મકનજીભાઈની મેડીયુ દેખાડું
તારા બાપનો મેલ છેડો લાડી મકનજીભાઇ સાસરો દેખાડું
આછલા કંકુ ઘોળેરે લાડી આછલી પીર કઢાવું
તારી માનો છેડો મેલરે લાડી, ઉજમ વઉ સાસુ દેખાડું
આછલા કંકુ ઘોળેરે લાડી આછલી પીર કઢાવું
તારા ભાઈનો છેડો મેલરે લાડી જીવણલાલભાઈ જેઠ દેખાડું
આછલા કંકુ ઘોળેરે લાડી આછલી પીર કઢાવું. ટેક.

---

## નં. ૧૩૨

પરણીને કન્યાને વોળાવતી વખતે ગાવાનાં.

રહો રહો વેવાઈઓ રંગભર્યા તમને દેશું ઉતારા ઓરડા,
વરરાજાને મેડીનાં મેલરે રહો રહો વેવાઈઓ રંગભર્યા;
તમને દાતણ દેશું દાડમી વરરાજાને કરણેરી કામ–રહો
તમને નાવણ દેશું કુંડીયુંરે વરરાજાને દેશું નદીનાં નીર–રહો
તમને ભોજન દેશું લાફસી વરરાજાને કેશરીયો કંસાર–રહો
તમને મુખવાસ દેશું એલચી વરરાજાને પાન પચાસ–રહો



## નં. ૧૩૩.

રહોને રસીયા આજુની રાતે આજુને વાસો આપડી સીમમાં
તમારી સીમમાં કેમ રહ્યું જાય ઘોરીડા ભુખ્યા અમે નહિં રહીયે
તમારા ઘોરીડાને લીલી નાગરવેલ ઘોડલા ચરસે લાલો બાજરો
રહોને રસીયા આજુની રાત આજુને વાસોરે આપડી વાડીએ
તમારી વાડીએ રહ્યું કેમ જાય જાનૈયા ભુખ્યારે અમે નહિં રહીએ
તમારા જાનૈયાને કેશરીયા કંસાર જાનડીયું જમશે મીઠા લાડવા
રહોને રસીયા આજુની રાત આજુને વાસોરે આપડી વાડીએ



## નં. ૧૩૪.

ઢાલીડા ધડુકયા લાડી ચાલો આપણે ઘેર,
ઉભા રહોતો માગું મારા દાદાજીની સીખરે;
હવે કેસી શીખરે લાડી હવે કેસા બોલરે,
પરણ્યાંને પીયારા લાડી ચાલો આપણે ઘેરરે.
ઢાલીડા ધડુકયા લાડી ચાલો આપણે ઘેરરે,
ઉભારોતો માગુ મારી માતાજીની સીખરે;
હવે કેશી સીખરે લાડી હવે કેસા બોલરે;
પરણ્યાને પીયારા લાડી ચાલો આપણે ઘેરરે,
ઢાલીડા ધડુકયા લાડી ચાલો આપણે ઘેરરે.—ટેક



## નં. ૧૩૫.

મારા દાદાને ઘેર આંબલો આંબલો ઘેર,
ગંભીરરે ડાળ મરડીને દાતણુ મેં કર્યું;
દાદા ગાળમ દેશોરે અમેરે લીલુડા વનની ચરકલી,
આજ છૈયે દાદાજીના દેશમાં કાલ ઉડી જાશું પરદેશરે.
અમેરે લીલુડા વનની ચરકલી.
મારા વીરાને આંગણુ આંબલો આબલો,
ઘેર ગંભીર ડાળ મરડી દાતણુ મેં કર્યું,
વીરા ગાળ મ દેશોરે અમેરે લીલુડા વનની ચરકલી;
આજે છૈયે ભાભીજીના રાજમ! કાલે ઉડી જાસું પરદેશરે
અમેરે લીલુડા વનની ચરકલી-ટેક



## નં. ૧૩૬.

આ દશ પીપરો આ દશ દાદાના ખેતર
દાદો નવલશંકરભાઈ વીનવે બની ડાયલા થાજો;
સસરાના લાંબા ઘુંમટા, સાસુ પાહેલે પડજો,
જેઠજીના વેણુ પાલજો જેઠાણીશું વાદ મ કરજો;
નાનો દેરૈયો લાડકો, તેનાં હસ્યા ખમજો,
નાની નણુંદ જાય સાસરે, તેના માથાંરે ગુંથજો.



## નં. ૧૩૭.

દિવાળી બાઈ કાંઈ હાલું હાલું કરી રહ્યાં રે.
જીવણલાલભાઈ કાંઈ ચાલવા ન દીયે
મોસાળ ઘરે પરહર્યા, વારી જમાડશું દીવાળીબાઈ જાનરે
નરસીંહભાઈએ આડા ઓડા માલ્યારે
હરિલાલભાઈ ઝાલી ઘોડા વાઘરે, વારો જમાડશું દીવાળી
બાઈની જાનરે—ટેક.

---

## નં. ૧૩૮.

કન્યાને વોળાવીને વળતાં

વારી વારી દાદોજી પુછે આજ માંડવકાં અણોહુરોરે
માંડવડામાં ચંચળબાઈનાં રાજ મેલીને ચાલ્યા સાસરે
દીવડો હતો ચંચળબાઈને હાથ મેલીને ચાલ્યા સાસરેરે
વારી વારી વીરોજી પુછે આજ માંડવ કાં અણોહુરો
માંડવડામાં ચંચળબાઈના રાજ મેલીને ચાલ્યા સાસરે
દીવડો હતો ચંચળબાઈને હાથ મેલીને ચાલ્યા સાસરે—ટેક.

---

## નં. ૧૩૯

આવ્યોનો પરદેશી પોપટો લાવ્યો તો ચુંદડીનો ચુથો
ધુતારે ભોળવ્યા.
રમતાતા ઢીંગલે પોતીકે, રમતાતા માડવા હેઠ ધુતારે ભોળવ્યા

રમતાતા સૈયરૂંને સાથ—ધુતારે ભોળવ્યા
આવા રૂડા દાદાજીના રાજ મેલીને ચાલ્યા સાસરે
આવ્યો તો પરદેશી પોપટો લાવ્યો તો ચુદડીનો ચુથો.
ધુતારે ભોળવ્યો.-ટેક.



નં. ૧૪૦

[વર ઘેર આવતા પોંખતી વખતે.]

લાડડી ટોડલા જેવડીરે,
લાડી આવડલાને વરસ તું કયાં રહીરે;
હું તો દિયે સુતીરે,
રાતે જાગતરે હુંતો સસરાજી.
પ્રાણજીવનભાઈને માગતીરે.
લાડડી ટોડલા જેવડીરે,
*·આવડલાને વરસતું કયાં રહીરે;
હુંતો દીયે સુતીરે, રાત્રે જાગતરે. હુંતો.
સાસુજી જમનાબાઈ માંગતીરે—લાડડી ટોડલા.



નં. ૧૪૧.

ખડકીના કડારે ખટુંકીયા, ઘોડલા હીંડેછે બહાર;
મારીરે માના નરસીંહરામભાઈ,

---

* આટલા.

તમારા લુંણુલાં ઉતારે છે ચાર.
સીતા કુંતાને દ્રૌપદી, અને ચોથી હરિશ્ચંદ્રની નાર;
તારી માના જેચંદ જમાઇ
તમારા લુણુલાં ઉતારે છે ચાર.
ઉંડણ ભુંડણ ભુંજતી ચોથી શેઠાની શીયાળ. ખડકીની.

—※—

## નં. ૧૪૨.

કોડીયે રમવા બેસે ત્યાં

રાણી જાયો રમવા બેઠો, દાશી જાઈ હારીજી;
તું કેમ હારી દાશી જાઈ, તારે ફલાણા સરખો બાપજી.
ફલાણો બચારો કાંઈ ન જાણે, આઆં કામણ જાણેજી;
હથેળીમાં હળ ખેડાવે, જળમાં દીવડો બાળેજી.
શીંકે ચડીને દહીં ખાતો, મીંદડો નામ ઠેરાવ્યુંજી;
શેરીએ શેરીએ ડાઉડાઉ કરતો, કુતરો નામ ઠેરાવોજી.

---

## નં. ૧૪૩.

મીંઢાળ છોડતી વખતે.

તારે દોરડીયે દશ ગાઠું રે લાડી દોરડો નવ છુટેરે
તારા બાપનો બાપ તેડાવેરે, લાડડી દોરડીયો ન છુટેરે
તારા કાકા કટુંબી તેડાવેરે, લાડી દોરડો ન છુટે
તારા મામા મોસાળા તેડાવે, લાડી દોરડીયો ન છુટેરે

—●●—

## નં. ૧૪૪.

### સીમન્તના ગીતો.

*ધેણુને પેલડો માસ ઓદરીઓરે ટહુકે મેહુવારે.
પેલે માસેતે જાણુ અજાણ્યારે, „
ધેણુને બીજલો માસ ઓદરીઓરે. „
બીજે માસે સૈયરને સંભળાવ્યારે. „
ધેણુને ત્રીજો માસ ઓદરીઓરે. „
ત્રીજે માસે સ્વામીને સંભળાવ્યારે, „
ધેણુને ચોથલો માસ ઓદરીઓરે. „
ચોથે માસે સાસુને સંભળાવ્યારે, „
ધેણુને પાંચમો માસ ઓદરીયોરે. „
પાંચમે માસે પંચમાસી બંધાવેરે, „
ધેણુને છઠલો માસ ઓદરીઓરે. „
છઠે માસે તે ચુરમાના ભાવરે, „
ધેણુને સાતમો માસ ઓદરીઓરે. „
સાતમે માસે સૈયરને કાગળ મેલ્યારે „
ધેણુને આઠમો માસ ઓદરીઓરે. „
આઠમે માસે ખોળા ભરણાં આદરીઆંરે, „
ધેણુને નવમો માસ ઓદરીઓરે. „
નવમે માસે તે કાનકુંવર જન્મ્યારે „

---

* અધરણીવાળી સ્ત્રી.

હવે નહીં દળુ નહીં ભરૂં પાણીરે. ,,
સાસુ દળશે નણંદ ભરશે પાણીરે, ,,
પુતર જન્મ્યો ને થઇ ઠકરાણીરે. ,,

—»※«—

નં. ૧૪૫.

ધેણુના સસરાજી ઘડાવો ધેણુને મોતી છડી,
આપણા ઘરમાં ઝાઝા સોનૈયા, ઘરમાં ઝાઝા રૂપૈયા;
આજરે ઘડાવો ધેણુને મોતીછડી.
ધેણુના જેઠજી ઘડાવો ધેણુને મોતી છડી,
આપણા ઘરમાં ઝાઝા સોનૈયા ઝાઝા રૂપૈયા; આજરે૦
ધેણુના દાદાજી ઘડાવો ધેણુને મોતી છડી,
એના ઘરમાં નથી ઘંટી, દળવા ન મળે બંટી;
ક્યાંથી ઘડાવે ધેણુને મોતી છડી.
ધેણુના વીરાજી ઘડાવો ધેણુને મોતી છડી,
એના ઘરમાં નથી સુપડું રહેવા નથી ઝુંપડું;
ક્યાંથી ઘડાવે ધેણુને મોતી છડી.
ધેણુના કાકા ઘડાવો ધેણુને મોતી છડી,
એના ઘરમાં ન મળે દોકડો ઘર વેચે છે છોકરો.
ક્યાથી ઘડાવે ધેણુને મોતી છડી.



## નં. ૧૪૬.

ઘેણુનો હાર હીરે જડયો, ઘેણુનો અંબોડો ફુલે જડયો;
ઘેણુ તો બોલાવ્યા બોલે નહીં, ઘેણુનો આંકડો નમે નહીં.
ઘેણુને સાસુ નણુંદ ગમે નહીં,
ઘેણુ શેરડીયે સાંચરીયા વચમાં મેલો ગાગરરે;
ઘેણુ જેઠડીયા;
ઘેણુ તમારાં સાસરીયાં દીસે સઘળાં નાગરરે.
ઘેણુ જેઠડીયાં.
ઘેણુનો હર રહીરે જડયો, ઘેણુનો અંબોડો ફુલે જડયો;
ઘેણુ તો બોલાવ્યા બોલે નહીં, ઘેણુનો આંકડા નમે નહી.
ઘેણુને સાસુ નણુંદ ગમે નહી,
ઘેણુ શેરડીયે સાંચરીઆ, વચમાં મેલો ગોળીરે;
ઘેણુ જેઠડીયાં.
ઘેણુ તમારા પીયરીયાં દીસે સઘળાં કોળીરે,
ઘેણુ જેઠડીયા.
ઘેણુ શેરડીએ સાંચરીઆ, ને વચમાં મેલો માંચીરે;
ઘેણુ જેઠડીયા.
ઘેણુ તમારા પીઅરીઆને સઘળા દીસે ઘાંચીરે,
ઘેણુ જેઠડીયાં
ઘેણુનો હાર હીરે જડયો,



## નં. ૧૪૭

મારે માવજીભાઈના નાના મોટા ડેલારે,
ભોળી ઘેણુ [1]હમચી ખુંદવાને આવ;
એક ખુંદે ને ખુંદાવેરે, ભોળી ઘેણ હમચી ખુંદવાને આવ,
ઓલ્યા પ્રેમચંદ વેવાઈના નાના મોટા ઘેલારે;
ભોળી ઘેણુ હમચી ખુંદવાને આવ,
એક ખુંદેને ખુંદાવેરે ભોળી ઘેણુ હમચી ખુંદવાને આવ;
મારે પાનાચંદભાઇના નાના મોટા ડેલારે,
ભોળી ઘેણુ હમચી ખુંદવાને આવ.
એક ખુંદેને ખુંદાવોરે ભોળી ઘેણુ હમચી ખુંદવાને આવ,
ઓલ્યા કરમચંદ વેવાઇના નાના મોટા ઘેલારે,
ભોળી ઘેણુહ મચી ખુંદવાને આવ.
એક ખુદે ને ખુંદા વેરે ભોળી ઘેણુ હમચી ખુંદવાને આવ.

---

## નં. ૧૪૮.

ગોરા ગોરી પોંચા અને ગોરી કરાચુંરે,
હું તમને પુછુ ગોર ગોરી ઉજમ;
વઉ તમારાં સાસુજીએ શી સાદરપુરી,
ઉનાં ઉનાં ઘેવર નેતાજી જલેબી

---

[1] એક જાતની રમત.

એવી એવી સાદર ઘેણુની સાસુજીએ પુરી,
જમી જુઠીને ઘેણુ વઉ ઢાલીયે;
સુતાં સાસુનાં જાયા સુતા છો કે જાગો,
પાનનાં બીડલાં વારી વારી લાવો.
રાતનાં ચાર પોર ઘેણુ વહુ નીંદ્રે ઘેરાણા—ગોરા ટેક.
ગોરા ઉજમ વહુ તમારી માતાજીએ શી સાદર પુરીરે,
જારની રાબને માંહી તેલનું ટીપું એવી સાદર ઘેણુની;
માતાયે પુરી જમી જુઠી ઘેણુ વઉ એટલે સુતાં,
માડીના જાયા સુતા છો કે જાગોરે પાણીના લોટી‌આ
ભરી ભરી લાવોરે, રાતના ચાર છેરી છેરી કાઢયારે,
ગોરા ગોરા ટેક.



નં. ૧૪૯

જનોઇનાં

લીલુડા દંડને હાથમાં પોથી, બાળો બ્રહ્મચારી ભણવા ચાલ્યા,
દાદો વાટડી જોતા વળોવળો બાળા બ્રહ્મચારી સાત સમુદ્ર આડા;
ત્રિવેણી નદીયું. લીલુડા ટેક.
લીલુડા દંડને હાથમાં પોથી બાળો બ્રહ્મચારી ભણવા ચાલ્યા,
માતા વાટડી જોતી વળો વળો બાળા બ્રહ્મચારી સાતસમુદ્ર આડા;
ત્રિવેણી નદીઉં.

( કાકા મામા વિગેરેનાં નામ ઉમેરવા )



## નં. ૧૫૦

### જનોઈનાં

બડવા કાને કડી હાથે છડી હીરે જડીરે,
બડવો જઈ બેઠા છે દાદાજીને ખોળે ચડીરે;
દાદા જનોઈ અપાવો અમને હોંશ ઘણીરે. ટેક. બડવા
બડવો જઈ બેઠા છે માતાજીને ખોળે ચડીરે,
માતા ભીક્ષા પીરસોને અમને હોંશ ઘણીરે. બડવા.
બડવો જઈ બેઠા છે કાકાજીને ખોળે ચડીરે,
કાકા કુંટુબીને તેડાવો હોંસ ઘણીરે; બઢવા.
બડવો જઈ બેઠા છે વીરાજીને ખોળે ચડીરે,
વીર વરણાગી ભરાવો અમને હોંશ ઘણીરે. બડવા.
બડવો જઈ બેઠા છે ફૂઈ બાને ખોળે ચડીરે;
ફૂઈબા કુલેકા લેવરાવો અમને હોંશ ઘણીરે. બડવા.
બડવો જઈ બેઠા છે બેનીજીને ખોળે ચડીરે;
બેની ધોળ ગરાવો અમને હોંશ ઘણી રે. બડવા.



## નં. ૧૫૧

લીલુડી ટોપીને હીર ભરીરે કીધું છે જરીયન કામરે,
બાળાવર ટોપી હીર જડીરે;
ઓઢી પહેરી બ્રહ્મચાર સંચર્યારે,

પુછે છે નગરીના લોક બાળાવર ટોપી ક્યાં ભરીરે.
સુરત ગામ મારી બેન રેછેરે ત્યાં વસે કુંવરજી મેરાઇરે;
સુણતાંને ભેટ મોકલીરે.



## નં. ૧૫૨

હાથણી આવેરે મલપતી જ્યાં ઢમકતા ઢોલ
બ્રહ્મચારી તારી રે પામડી;
ઓઢી પહેરી બાળો બ્રહ્મચારી સંચર્યા,
મોહી રહ્યા ચારેરે દેવ બ્રહ્મચાર તારીરે પામડી.
કાશીમાં વિશ્વનાથ મોહી રહ્યા, દ્વારકામાં રણછોડરાય દેવ,
બ્રહ્મચાર તારીરે પામડી;
જંગલમાં જડેશ્વર મોહી રહ્યા, મોરબીમાં કુબેરનાથ દેવ,
બ્રહ્મચાર તારીરે પામડી.
હાથણી આવેરે મલપતી જ્યાં ઢમકતા ઢોલ,
બ્રહ્મચાર તારીરે પામડી;
ઓઢી પહેરી બાળો બ્રહ્મચારી સંચર્યા,
મોહી રહ્યા ચારેરે દેવ બ્રહ્મચાર તારીરે પામડી. ટેક.



## નં. ૧૫૩.

બ્રહ્માને આંગણુ આંબલો, ઇઆંબલીઆનાં નાવડે મુજને નામ,
મારે આંગણે રે બડવો નિત્ય રમે;

ડેલીએ બેઠા દાન કરે, ઈદ્રા તારી, નાન આવડેરે મુજને નામ,
મારે આંગણેરે બડવો નીત રમે.
માણુએ મોતીની સગ ચડેઈ મોતીવાળાનાં નાવડે મુજને નામ.
મારે આંગણુ બડવો નીત રમે,
બવરી બજારે નાણા ફેરવે ઈનાણાવટીનાં નાવડે મુજને નામ;
મારે આંગણુ બડવો નીત રમે.
ભારો એ પુસ્તક હાથમાં એ વીદ્યાર્થીના નાવડેરે મુજને નામ;
મારે આંગણેરે બડવો નીત રમે.
ભારો એ કુંચીઉ હાથમા ઈભંડારીના નાવડેરે મુજને નામ,
મારે આંગણેરે બડવો નીત રમે.
લીલા ઘોડી ને પીળો ચાબખો ઇઅસ્વારીનાં નાવડે મુજને નામ
મારે આંગણેરે બડવો નીત રમે.
ખડીઓને પાટી એ હાથમાં
ઈનિશાળીઆનાં નાવડેરે મુજનેરે નામ,
મારે આંગણુ બડવો નીત રમે.
સાંઘા માચીયે બેઠાં એ પુન્ય કરે ઇપુન્યાવંતાનાં નાવડે
મુજને નામ,
મારે આંગણુ બડવો નીત રમે.
બાર સાખે બેઠીયે પુતળી ઈપુતળીનાં નાવડે મુજને નામ,
મારે આંગણુ બડવો નીત રમે.
બ્રહ્માને આંગણુ આંબલો ઈઆંબલીયાના ચંપો મરવો નામ.

મારે આંગણુ બડવો નીત રમે.
ડેલીએ બેઠા દાન કરે ઈ દાતારીનાં ડાહ્યાલાલભાઇ નામ.
મારા આંગણુ બડવો નીત્ય રમે.

માણુએ મોતીની સગચડેઈ
મોતીવાળાનાં મહાસુખરામભાઈ નામ
મારે આંગણુ બડવો નીતરમે,
બજરી બજારે નાણુા ફેરવે
ઈ નાણાવટીનાં પ્રાણુજીવનભાઈ નામ
મારે આંગણેરે બડવો નીતરમે
ભારો એ પુસ્તક હાથમાં ઇ વિદ્યાર્થીનાં બાલુભાઈ નામ
મારે આંગણુ બડવો નીતરમે
ભારો એ કુંચીઉં હાથમાં
ઈ ભંડારીનાં પ્રેમશંકરભાઈ નામ
મારે આંગણુ બડવો નીતરમે
લીલી ઘોડીને પીળો ચાબખો
ઈ અસ્વારીનાં મોતીલાલભાઈ નામ
મારે આંગણુ બડવો નીતરમે
ખડીયોને પાટી એ હાથમાં
ઈ નિશાળીયાનાં જીવનલાલભાઈ નામ
મારે આંગણુ બડવો નીતરમે
સાંધા માચીયે બેઠો એ પુન્ય કરે

ઈ પુન્યવંતાના પાર્વતીબાઈ નામ
ગારે આંગણુ બડવો નીતરમે
બારસાખે બેઠી પુતળી
ઈ પુતળીનાં કીશોરીબાઈ નામ
મારે આંગણુ બડવો નીતરમે



## નં. ૧૫૪.

સાત સુંવારી બડવા પાંચ લાડુડી તમેરે નાનકડા બડવા
ભણુવા કયાં જાશો બડવા ઉભલા રહોને
ઉભલા રહોતો આપણી વાડીયુંમાં રહેજો
કાચી કેરીની સોરમ લેજો નાનકડા બડવા ઉભલા રહોને
ઉભલા રહોને બડવા દાદો મનાવે દાદો મનાવી બડવા
જનોઇઉં દેવરાવે બડવા ઉભલા રહોને
ઉભલા રહોને બડવા માતા મનાવે માતા મનાવી બડવા
ભીક્ષા પીરસાવે બડવા ઉભલા રહોને
ઉભલા રહોને બડવા કાકો મનાવે કાકો મનાવી બડવા
કુટુંબ તેડાવે બડવા ઉભલા રહોને
ઉભલા રહોને બડવા વીરો મનાવે વીરો મનાવી બડવા
વરણાગી ભરાવે બડવા ઉભલા રહોને
ઉભલા રહોને બડવા ફુઇબા મનાવે ફુઈબા મનાવી બડવા
ફુલેકાં લેવરાવે બડવા ઉભલા રહોને

ઉભલા રહોને બડવા બેની મનાવે બેની મનાવે બડવા
ઘોળ ગવરાવે બડવા ઉભલા રહોને—ટેક



નં. ૧૫૫.

કાશીયે જઈ આવ્યોરે બડવો
લાવ્યો છે ચારે વેદ સલુણારે સામવેદ
કે રસ કેરો મોભીરે બડવો કે રસ કેરો વસીઆણ
સલુણારે સામવેદ કે રસકેરો ભત્રીજોરે બડવો
કે રસ ઘમરો ભાણેજ સલુણા સામવેદ
કે રસ કેરો બેલીરે બડવો
કઈ બાઇ ચુડારીનો વીર સલુણારે સામવેદ



નં. ૧૫૬.

આહે રે તુને માલીડા વારીયો
આહે મારી શેરીયે મરવો મરોપીશ
બડવો ઘેર આવશે.
તારા કુલડાની કરશે રંજાડ બડવો ઘેર આવશે.
આહે મેં તુને સોનીડા વારીયો
આહે મારી શેરીયે હાટ મ માંડ
બડવો ઘેર આવશે.
તારી પોંચીની કરશે રંજાડ

બડવો ઘેર આવશે
આહે મેં તુને કસુંબી વારીઓ
આહે મારી શેરીયે હાટ મ માંડ
બડવો ઘેર આવશે
તારા મોરીઆની કરશે રંજાડ બડવો ઘેર આવશે
બડવો કેરસ કેરો બેટડો બડવો કેરસ કેરો વસીયાણુ
બડવો ઘેર આવશે.
બડવો કેરસ કેરો ભત્રીજડો બડવો કેરસ ધમરો ભાણેજ
બડવો ઘેર આવશે.
બડવો કેરસ કેરો બાંધવો બડવો કઇ બાઇ ચુડારીનો વીર
બડવો ઘેર આવશે
બડવો ત્રીકમજી કેરો બેટડો
બડવો લખમીબાઇ કેરો વસીયાણુ
બડવો ઘેર આવશે
બડવો પ્રભાશંકર કેરો ભત્રીજડો
બડવો જટાશંકરભાઇનો ભાણેજ
બડવો ઘેર આવશે.
બડવો હેમશંકરભાઇ કેરો બાંધવો
બડવો મોતીબાઇ ચુડારીનો વીર
બડવો ઘેર આવશે—ટેક



* નં. ૧૫૭.

ડકવેથી રાણી રાંદલ દડવડયાં ઉતર્યાં વડ હેઠ. રાનાંદે
ઉતર્યાં તે આંબા આંબલી ઉતર્યાં દાડમ ઝાડ. રાનાંદે
ઉતર્યાં મહાસુકરામભાઇને ઓરડે ઘેર મીઠા બોલી નાર.
મીઠડાં બોલેને મન હુશે લળી લળી લાગે છે પાય. રાનાંદે
પાય પડામણુ વઉને બેટડો અખંડ વીરાજીની મોર
અખંડ એવાતણુ વઉનો ચુડલો. રાનાંદે



નં. ૧૫૮.

મેંરે માડીયા જાગ હું થઇરે ઉતાવળી
પાને ફુલે ભરી છાબ અગરની ડાબલી
સાંકળી શેરીમાં સુરજવર સામા મળ્યા
સુરજવર રાનાંદેને મેલો મારે ગોરણીરે
બેસારીશ બાટને પાટ ઓઢાડીશ ચુંદડીરે
જમાડીશ ખાંડને ખીર વદાડીશ ગોરણીરે



નં. ૧૫૯

ગાયુંની ખરીયે ખેતર ખેડીયાં. રાનાંદે
વાવી છે જાર જાવંત્રી ઉગી છે ચોર મજીઠ

* રાંદલ માનાં ગાણાં-કાઠિયાવાડમાં શુભ પ્રસંગે-રાંદલમા (ચંદ્રમા) ની સ્થાપના કરે છે.

રંગે સુરજ વરનાં મોરીયાં રાંદલમાંની ચુંદડી. રાનાંદે
હું કેમ ઓઢું એકલી રાનાંદે અમારે સુભદ્રાબાઈનાં વાંધા
રાનાંદે
બાંધો સુરજવર મોરીયાં પાટણથી પટોરા મંગાવો
ભાંગો સુભદ્રાબાઈનાં વાંધા. રાનાંદે
ગાયુંની ખરીયે ખેતર ખેડીયાં. રાનાંદે
વાવી છે જાર જાવંત્રી ઉગી છે ચોર મજીઠ
રંગો બાલુભાઈનાં મોરીયાં રંગો નાની વઉની ચુંદડી
ઓઢો નાની વઉ ચુંદડી બાંધો બાલુભાઈ મોરીયાં
હું કેમ ઓઢું એકલી અમારે ચતુરાબાઈનાં વાંધા
બાંધો બાલુભાઈ મોરીયાં પાટણથી પટોરા મંગાવો
ભાંગો ચતુરાબાઇનાં વાંધા—રાનાંદે

---

## નં. ૧૬૦.

લીલુડા ઘોડા રણુ પાખંડીયો સેજ ભર્યો શણુગાર
જીરે રાનાંદે ભરથારે અમને રૂડેરાં કીધાં બાહોલડી
લોડામણુા અમને બાળકડાં દીધાજીરે—ઉંચી ઉંચી
પટસારે મેં પારણીયાં બાંધ્યાજીરે ઝીણું ઝીણું
સાદડીયે મેં હાલરડાં ગાયાંજીરે ઘીનાં ઘડા ઢળતા મેલ્યા—
દૂધણીયાં ઉભરાતાં મેલાં ધવરાવા બેઠી

જીરે બાલુભાઇને ઓરડીયે મેં અજવાળા દીઠાં
જીરે નાની વહુને પેટ પીયર વસતું દીઠું જીરે—ટેક.

---

## નં. ૧૬૧.

રાંદલમાનો ઘોડો ખુંદતી વખતે.

રાંદલ માવડી કહે છે અમને બાજોઠીન કોડ,
જાવરે જગાડો ઓલા સુતારીનો બેટો,
સુતારીનાં ઘર આઇને દશમશ દૂર.
બાજોઠી લઇ આવે આઇને ઉગમતે અસુર,
ઉડલો ચુડલો રણુઝણુ ભમરી મંડપના છાયા
જેસી ઉજરીરે નગરી.
રાંદલ માવડી કહે છે અમને ઝારીયુનાં કોડ,
જાવરે જગાડો ઓલા કંસારીનો બેટડો;
કંસારીનાં ઘર આઇને દશમશ દૂર,
ઝારીઉં લઇ આવે આઇને ઉગમતે અસુર;
ઉડલો ચુડલો રણુઝણુ ભમરી મંડપનાં છાંયા,
જેસી ઉજરી રે નગરી.
રાંદલ માવડી કહે છે અમને નાળીયેરીનાં કોડ,
જાવરે જગાડો ઓલા ગાંધીડાનો બેટો;
ગાંધીડાનાં ઘર આઇને દશમસ દૂર
નાળીયેરી લઈ આવે આઇને ઉગમતે અસુર,

ઉડલો ચુડલો રણુઝણુ ભમરી મંડપનાં છાયા
છાયા જેસી ઉજરીરે નગરી.
રાંદલ માવડી કહે છે અમને ઝુમલડાંનાં કોડ,
જાવરે જગાડો ઓલા સોનીડાનો બેટો;
સોનીડાનાં ઘર આઇને દશમશ દૂર,
ઝુમલડાં લઇ આવે આઇને ઉગમતે અસુર
ઉડલો ચુડલો રણુઝણુ ભમરી મંડપના છાયા.
ઉજરીરે નગરી.

રાંદલ માવડી કહે છે અમને ચુંદડીઉંનાં કોડ
જાવરે જગાડો ઓલા કસુંબીનો બેટો,
કસુંબીના ઘર આઇને દશમશ દૂર,
ચુંદડીઉ લઈ આવે આઇને ઉગમતે અસુર
ઉડલો ચુડલો રણુઝણુ મરી મંડપનાં છાયા
જેસી ઉજરીરે નગરી ટેક. રાંદલ.

---

## નં. ૧૬૨.

દેરૈયે કાંઈ માંડયા આઈ નાની દેરાણી લીધા રાંદલ રૂસણા,
નહિ જાઉ મારા દેરૈયાને ઘેર નહી થાઉ રાંદલમાંની ગોરણી
દેરૈયો કાંઈ લાગે છે પાય દેરાણી ખોળા પાથરે,
રાંદલમાને ચડી એલી રીસ, કાળે ઘોડે રાંદલમાં ચડયાં

છોરૂડા કહે નહી મારી માંય પરણ્યો આલ બીજી પરણવા,
જેવો જેવો ભાર કપાસ, તેવી જેઠાણીની દેહી ધરી;
જાઈશ મારાં દેરૈયાને ઘેર, થાઈસ રાંદલ માની ગોરણી,
આઠ દીનાં તેડી સમાંનાં જાગ ફરતી જમાડીશ આઈની ગોરણી
રાંદલમાને ઉતરી છે રીસ, લીલે ઘોડે રાંદલમા ચડયાં.
છોરૂડા કહે ઇમારી માય, પરણ્યો પાધરથી પાછો વળ્યો,
ટેક દેરૈયે કાંઈ.



નં. ૧૬૩

કાશી કેરા કળસીઆ ગંગા જળ ભરવા જાઉરે. મા.
કીએ ધીરે રાંદલ પરોણલા કીયે ઘેર રમવા જાઉરે. મા.
જીવણલાલ ભાઈ ઘેર પરોણલા હરીલાલભાઈ ઘેર જાઉરે
રમવા. મા.
કાશી કેરા કળસીયા ગંગાજળ ભરવા જાઉરે. મા.



નં. ૧૬૪.

આલા લીલા વાંસડીયાની વેલ. રાનાંદે.
ભમર ચકરનાં પેરે. રાનાંદે.
હરહીં હોળા બળદરે, રાનાંદે.
ઉમકી પારી કુમકી પારીશ રાશરે; રાનાંદે.

વેલે બેશી જાવોરે  રાનાંદે.
કોઠીયે મારગડા રોકયારે.  રાનાંદે.
કોઠીયાને કાયા દેતા જાવરે,  રાનાંદે.
પાંગરડે મારગડા રોકયારે  રાનાંદે.
પાંગરાને પગ દેતાં જાવરે  રાંનાદે.
વાંઝી રોક્યા આઈનાં રથરે-  રાનાંદે.
વાંઝીયાને પુત્ર દેતા જાવરે.  રાનાંદે ટેક.

નં. ૧૬૫.

માતા અગર ચંદન ધુપ ગાજેરે.  મનમોહનજીરે.
રાણી રાંદલનો મઢ ગાજેરે,  મનમોહનજીરે.
માતા કીયો ભાઇ કરે તમારી સેવા.  મનમોહનજીરે.
માતા કઈ વહુ લાગે તમારે પાપરે  મનમોહનજીરે.
માતા પાય પરામણ વહુને બેટડો,  મનમોહનજીરે.
માતા બાલુભાઈ કરે તમારો સેવા  મનમોહનજીરે.
માતા નાના વઉ લાગે તમારે પાપરે.  મનમોહનજીરે.
પાય પરામણ વઉને બેટડો,  મનમોહનજીરે.
અખંડ વીરાણીની મોર.  મનમોહનજીરે ટેક.

## નં. ૧૬૬

### રાંદલની ઉથાપનાં વખતે

તમને કીયો ભાઇ મનાવે     રાંદલ રહો રહોને.
તમને બાલુભાઈ મનાવે;     રાંદલ રહોને.
હીરનાં હીંચોળા,     રાંદલ રહો રહોને.
તમને ચીરનાં ચંદરવા     રાંદલ રહો રહોને.
તમને અગરનાં ઉલેચણા,     રાંદલ રહો રહોને.
તમને કિયો ભાઈ મનાવે     રાંદલ રહો રહોને.
તમને મહાસુખરામભાઈ બનાવે. રાંદલ રહો રહોને.
હીરનાં હીંચોળા.     રાંદલ રહો રહોને.
ચીરનો ચંદરવા,     રાંદલ રહો રહોને ટેક.

